# બદનામ હિંદ

— અથવા —

## 'મધર ઈંડીઆ'નો જવાબ.

। सिंधु सिंधु पर्यंता यस्य भारत भूमिका ।
तृभूः पुण्यभूश्चैव स वै हिंदु रिति स्मृतः ॥

હીરાલાલ. આર. ડૉકટર.

## આ સરનામું કૃપા કરી નોંધી રા




# પ્રીસીશ

લખો અગર જાતે પધારો.

# પ્રીસીશન વૉચ

૧૨૭, અબદુલ રહેમાન સ્ટ્રીટ,

મુંબાઈ, ૩.

તારનું સરનામું.
'Amarwatch.'

# બદનામ હિંદ

અથવા

# 'મધર ઈન્ડીઆ' નો જવાબ.

લેખક:

હીરાલાલ—આર.—ડાકટર.

ઘાટકોપર.

अजा पुत्रं बलिदग्धं देवो दुर्बल नाशकः

ખરેખર દુર્બલ બીચારા **બકરાનોજ** બલિ સર્વત્ર ધરાવવામાં આવે છે. **બકરી** ઇદ તથા **દશેરાના** દિવસે આવાં ગરીબ અને મુંગા પ્રાણીઓનેજ નિર્માલ્ય મનુષ્યો હોંસે હોંસે વધેરે છે, પણ **વાઘ-વરૂ** કે **સીંહ**ની કુરબાની કોઈ પણ કોમે **ધર્મ**ના નામે અગર **શોખ** કે **રીવાજ**ના નામે કરી હજુ સુધી તો જાણી નથી.

માર્ચ ૧૯૨૮.] [કિંમત એક રૂપીઓ.

प्रकाशक—

મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ,

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ.

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ, નં. ૨.



આવૃત્તિ પહેલી. પ્રત, ૨૦૦૦.

મુદ્રક,
કોઠારી પ્રીન્ટીંગ પ્રેસ,
૨૨, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# વિનંતી

સુજ્ઞ વાંચક,

**અમેરિકન મીસ કેથેરાઈન મેયોની 'મધર ઇન્ડીઆની સમિક્ષા'** નું આ પુસ્તક તહમારી કદરદાનીમાં રજુ કરવાની આથી હું તક લઉં છું.

હું લેખક નથી. પહેલાંએ નહોતો. પુસ્તક લખવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસ છે. સાહિત્યરસિક વાંચકોની દુનિયાને હું જરૂરથી અજાણ લાગીશ, છતાં આ પુસ્તકદ્વારા હવે એ દુનિયાને સ્પર્શ કરવાની મ્હેં શરૂઆત કરી છે—અહંક સાહસ કર્યું છે.

લખવું એ ધુન છે. મ્હારામાં અચાનક જાગ્રત થએલી ધુન મ્હેં આ પુસ્તક લખી પુરી કરી છે—એમ મ્હારી ધુન મ્હેં તો સંતોષી છે.

તહમારી સાહિત્ય વૃતિને સંતોષવાનો મ્હારો આ અલ્પ પ્રયાસ જો સફળ થશે—મ્હારી આ **'અલ્પ કૃતિ'** વાંચનની દૃષ્ટિએ જો તહમારો આદર પામશે તો મ્હારી ધુન હું કૃતાર્થ થએલી સમજીશ.

જીવનના અનેક આંટાઓને અંગે આમાં રહી જતી મ્હારી એકંદર **તમામ ખામીઓ** વિશાળદિલથી દરગુજર કરવાની હું તહમોને નમ્ર વિનંતિ કરૂં છું, અને ફક્ત **'સારૂં તે તહમારૂં'** એજ ગ્રાહ્ય કરવા હું આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું.

લી० સેવક,

**હીરાલાલ આર. ડૉકટર.**

# આભાર.

**'મધર ઇન્ડીઆ'** નું વાંચન સોંપી તેના અનિચ્છનિય પ્રકરણોનું પૃથ્થકરણ કરવાની પ્રેરણા ઉત્પન્ન કરી **માતૃભૂમિ હિંદની** 'અલ્પ સેવા' બજાવવાની તક અર્પનાર **મીસ કેથેરાઇન મેયોનો** હું અહીં પ્રથમ આભાર માનું છું.

આ પુસ્તક લખવામાં સૌથી વધુ મદદગાર નીવડનાર **'મધર ઇન્ડીઆકા જવાબ'**ના લેખિકા કાંગડી–ગુરૂકુળ વિશ્વવિદ્યાલયવાળા **શ્રીમતી બ્હેન ચંદ્રાવતી લખનપાલ બી. એ.** નો હું અતિ આભાર માનું છું.

તેમજ અન્ય **લેખકો, માસિકો** તથા **લેખોની** ઘટતી સહાય લેવા બદલ તે સર્વેનો હું સંપૂર્ણ આભાર માનું છું.

રા. ચીમનલાલ પોપટલાલ શાહ. રા. જમનાદાસ મેઘજી. રા. ચંદુલાલ મણીલાલ દેશાઇ. રા. રેવાશંકર તુલશીદાસ. રા. મોતીલાલ મુળજી. રા. વ્રજલાલ વનમાળીદાસ. રા. રતીલાલ બેચરદાસ. રા. નથુભાઇ મેઘજી દલાલ. રા. અંબાલાલ ભૂલાભાઇ ત્રિવેદી. રા. જશવંતરાય ઘનસ્યામરાય. રા. જયસીંગલાલ પ્રેમચંદ મહેતા. રા. ચંદુલાલ એલ. ખોખાણી. રા. લાલચંદ અમૃતલાલ કોઠારી તથા રા. અમૃતલાલ બી. ત્રીવેદી, વીગેરે મ્હારા શુભેચ્છક સ્નેહીઓની પ્રુફથી માંડી પ્રચાર કાર્ય સુધીમાં જરૂરી સહાય અને ઉત્સાહી સહકાર આપવા બદલ હું અહીં આ સર્વ **બંધુઓનો હાર્દિક ઉપકાર માનું છું.**

**હીરાલાલ–આર–ડૉકટર.**



પૂજ્ય ધનગૌરીબા આત્મારામ પાઠક.

# ગં. સ્વ. પૂજ્ય ધનગૌરી બા—ને ચરણે.

મા, મ્હારા **શૈશવનો** જીવન કાળ ત્હેં વ્હાલપ અને લાલનથી રક્ષ્યો. **કિશોરાવસ્થા** ત્હેં સખ્તાઇ અને સ્નેહની સંમિશ્રિત આજ્ઞાઓ અને ઉપદેશો વચ્ચે ઉછેરી. **યુવામાં** કેળવણીના મધ્યાન કાળ સુધી ત્હેં પ્રેરણાઓ પાઈ અને પોષી. આજનું મ્હારૂં વર્તમાન જીવન એ **ત્હારો** પુન્ય પ્રતાપ, **મા !**

**વાત્સલ્યમયી !** ત્હારી ગોદ-છાંય એ મ્હારા જીવનનો હૃદયસ્પર્શી આશાયેશ છે—અણમોલ આશ્વાસન છે. જીવનની લીલી સુકીઓમાં તું મ્હારા જીવનનું જીવંત પ્રેરક બળ છે—મ્હારા થાકેલા અકળાએલા આત્માનો તું એક આખરી વિસામો છે.

મ્હારે મન તું જગત સર્વસ્વ છે. તું મ્હારી **'જીવન-વિધાતા'** છે—પરમ પુજ્ય એવી તુંજ મ્હારી શાશ્વત **'મોક્ષદાયી માતા'** છે.

ત્હારી 'અનન્ય **સેવા**' એજ મ્હારે મન **જીવન ધર્મ** છે—**જીવંત કર્મ છે-સજીવન મર્મ છે—આજીવન મોક્ષ છે.**

ત્હારા અનંત ઉપકારો અકથ્ય છે—છતાં ત્હારી અજોડ વિભુતિના સદોદિત **સંસ્મર્ણાર્થે** ત્હારી અથમાતી શ્વેત **વૃદ્ધાવસ્થાને** હું મ્હારી આ '**કૃતી**' આભારના અતિરેકથી સમર્પણ કરી

મ્હારા હૃદયનો મહાબોજ હળવો કરવાની આજ્ઞા લઉં છું. બાકી તો ત્હારે ચરણે જીવન સમર્પણ કરવું એ પણ ત્હારા અદ્વિતીય સ્નેહના એકંદર સરવાળે તો અધુરો બદલોજ લેખાય.

**માતા!** મ્હારી આ હાર્દિક **'તુચ્છ સેવા'** સ્વીકાર. ભાવના અને ભકિતનાં અશ્રુઓ વચ્ચે નમતા ત્હારા આ એક પુરા પુત્રને આશિશ દે. ત્હારી આશિશ એજ ખરી **જીવન રક્ષા** છે, **મા!**

લી૦

ત્હારો નમ્ર છોરૂ

**હીરૂ.**

———:O:———

# બે બોલ.

આ સદી સુંદર દુર્ગુણોથી છલ્લાછલ ભરેલી છે. જગતની એકે એક પ્રવૃત્તિમાં એક તરેહની ઝેરી આંતર તૃષ્ણા છુપાઇ રહી છે. ભયાનક દુર્ગુણોને અતિ સુંદર દેખાવ કેમ આપી શકાય? અતિ નિર્લજ્જ સ્વાર્થ વધુ સફાઇથી કેમ સાધી શકાય? શોખના નામે, સુધારા અને સભ્યતાના નામે, કાયદો અને વ્યવસ્થાના નામે, ભલાઇ અને પરોપકારના નામે આજે અલ્પજીવી સ્વાર્થાંધ પામર મનુષ્યો કેટલીક વખત એવા પ્રપંચો આદરી રહ્યા હોય છે, કે જે આદરવામાં એમનું લગભગ બધુંજ મનુષ્યત્વ મટી ગયું હોય છે. આજે મનુષ્ય જીવન સ્વાર્થના છેલ્લા સરવાળામાં, રૂપીઆ, આના અને પાઇના હીસાબે નિર્માલ્ય વસ્તુ મનાય છે. યંત્રવાદના આ અકળાએલા જમાનામાં મનુષ્ય યંત્ર જેટલો પણ કીંમતી રહયો નથી. ખરેખર આજે મનુષ્ય જો પથ્થર બને તો જેટલી છુટથી રહી શકે તેટલી છુટથી મનુષ્ય રૂપે રહી શકતો નથી. પથ્થર પણ પોતાના ભાઇબંધ પથ્થરથી જુદો પડતાં જ્યાં રડી ઉઠે ત્યાં મનુષ્ય, મનુષ્ય પર ઝુલ્મો વરસતાં જોવા છતાં લાગણી વિનાનો ગમે તેમ અફળાયા છતાં આખો રહી શકે એવો રબ્બરના દડા જેવો બની ગયો છે.

જગતપર શ્વેતાંગ જાતીઓના 'પ્રભુત્વ' નો આ યુગ છે. મીનીટે મીનીટે વિજ્ઞાનમાં આગળ વધી જગતને આશ્ચર્યથી ભરી મુકનારી ગોરી પ્રજાઓના વિપુલ ઐશ્વર્ય, મદાંધ સત્તા અને તુચ્છ અભિમાન-નો આ ચઢતો અને ચમકતો મધ્યાનઃકાળ છે. પરંતુ 'चक्रवत् परिवर्तन' ના સીદ્ધાંતાનુસાર આજની ઝગમગતી પ્રજાઓ કરતાંયે વિશેષ

સમર્થ પ્રજાઓના ઇતિહાસ ભૂતકાળના ઉંડા ગર્ભમાં ક્યાંએ સમાઇ ગયા છે. એટલે આજની ચમકતી પ્રજાઓના ઇતિહાસ ક્યારે મટી જાય—ભુંસાઇ, ભુંસાઇ જાય. એ ભવિષ્યનો અણજાણ ઇતિહાસ છે. છતાં જ્યારે જ્યારે સામ્રાજ્યોમાંથી ધર્મ અને નિતીનાં ચક્ર નાશ પામ્યાં છે, જ્યારે જ્યારે રોમની ભવ્ય ગેલેરીઓમાંથી સુંદર અને કીમતી વસ્ત્રાભુષણના દેખારા નીચે એક ગુલામનું ક્રુર અને બિભત્સ અપમાન કરવામાં પ્રજાએ અતિ આનંદ માન્યો છે, ત્યારે ત્યારે તેનો પ્રતિકાર કરવા માટે કુદરતે પણ તેના આંતર ગર્ભમાંથી ભુકંપો ગડગડાવ્યાં છે—ભયાનક આગ, રેલ અને વિજળીઓ વરસાવી છે, અને ક્ષુદ્ર મનુષ્યોની 'મદાંધ મસ્તીઓ'ને રસાતાલમાં ધકેલી દઇ આવી 'મનુષ્ય પ્રજા'ની હસ્તિ મીટાવી દીધી છે.

આજના ઘણા કમનશીબ દેશો પૈકીનો એક, એ આપણો દેશ હિંદુસ્તાન છે. મહાસાગરસમો પથરાએલો છતાં પરતંત્રતામાં પુર્ણ પલળેલો, પલળી ઘોર ગરીબી અને પ્રચંડ દારીદ્રતાના અતિ દારૂણ જ્વરથી રીબાતો, ચુસાઇ કંગાલ હાડપીંજર સમાન બની ગએલો, જગતની સપાટીપર આજ ખિન્ન વદને અતિ ઉદાસીનતાથી ઉભો છે. કેવો? દીન—હીન—સાથી કે સહાય વગરનો—એકલો—અટુલો. અને તેના બની બેઠેલા કેટલાક હીતસ્વીઓ—ધનવંતરીઓ, તેનો શ્વાસ વહેલો કેમ છુટે એ એક માત્ર શુભ નિષ્ઠાથી તેના ગળાઇ ગએલા રંક હાડ માંસમાંથીએ તેના તવાઇ રહેલા અચેતન પ્રાણ તારવી લેવાની એકપછી એક છવલેણ માત્રાઓ શુભેચ્છકોના દારૂણ દંભ નીચે અજમાવી રહ્યા છે, અને જેની વિપુલ સાધન સામગ્રીઓ અને લાલન પાલનથી જેમના શરીરના લોહીએ લાલ રંગ પકડ્યો છે એજ આશ્રયદાતા—ઉપકારદાતાના છેવટનું નિર્મળ અને નીરાંતનું મૃત્યુ પણ ના ઇચ્છનારા આ કૃતઘ્ની શુભચિંતકો તેનું અકાળ અને

અપમાનીત મૃત્યુ કેમ નીપજે એનાજ અખતરાઓ અજમાવી રહ્યા છે. હા! ક્યારેક મનુષ્ય સ્વાર્થમાં ભાનભુલો બની પોતાની માતા પણ જેને જોઈ નકારે એવો ક્રુર–પાષાણ–પશુ બની જાય છે.

આ હતભાગ્ય દેશની સમાલોચના કરવાનું અહીં કારણ નથી–સ્થાન પણ નથી. **'મધર–ઇન્ડીઆ'** દ્વારા જે બિભત્સ અને અસત્ય ચિત્ર દોરીને અમેરીકન **'મીસ કેથેરાઈન મેયો'**એ જગત્ પર એનો બહોળો પ્રચાર કરવાનું નિંદનીય કાર્ય કર્યું છે તે એકલું વખોડવા લાયકજ નહીં પણ અફસોસ કરી બોધ લેવા લાયક પણ છે. પરાધિનતા એ જગતના સર્વ દર્દોમાંનું એક બુરૂં દર્દ છે. જ્યારે એ ચેપી બને છે ત્યારે ઘણું રીબાવે છે અને બુરી રીતે છેવટે પ્રાણ હરે છે. **'ગરીબકી જોરૂ સબકી ભાભી'** એ કથનાનુસાર મધર–ઇન્ડીઆનું પુસ્તક એ **મીસ મેયો**ના ખીલેલા કુંવારા ભેજાનો સ્વતંત્ર વિકાસ હોય કે આના રચનાત્મક પ્રચારથી મળનારા વારસા માટે વળી વળીને આ દેશ પાછળજ પોતાના મગજનું કુંવારૂં હીર ખર્ચી નાંખવા એ કોઈનું સાધન બની હોય, એ બાબત બાજુ પર રહેવા દઇ એટલું તો જરૂરથી સ્પષ્ટ કહ્યા સિવાય ચાલતું નથીજ કે એણે ચીત્રેલાં ગંદા દ્રશ્યોમાંથી પણ કેટલીક જગ્યાએ સ્વચ્છ સત્ય પણ ટપકે છે. એની ચીતરવાની રીતજ ગંદી છે. પરંતુ એણે રજુ કરેલાં ગંદકીના આખાએ ઢગલાને ફેંદી–સુકવી નાંખી આપણે તો પ્રાણવાન ખાતરજ એકઠું કરવાનું છે. એ ખાતરમાં ઉગાડી જે સંસ્કૃતિ હવે પછી ઉછેરવામાં આવશે તેનીજ સુવાસ જતે દિવસે **મીસ મેયો**એ આજે દૂર દૂર સુધી પાથરેલી બદબોને નાબુદ કરશે.

બાકી એટલું તો આજ બનીજ રહ્યું છે કે આ પુસ્તકથી અમેરીકનો જેટલા એકપક્ષી દોરવાશે–કદાચ આનંદાશે, તો તેટલાજ આ

પુસ્તકના પ્રત્યાઘાત રૂપે આ દેશ તરફથી લખાઇ બહાર પડતી-પડી એમનાં દેશ-જીવન પર પ્રકાશ પાથરતી પ્રતો પ્રત્યે તેઓ ક્રુદ્ધ પણ થશે-ઉશ્કેરાશે, અને એમ વિના કારણ એક બીનજવાબદાર વ્યક્તીના સ્વચ્છંદના પરિણામમાંથી બે પ્રજાઓની અપ્રસન્નતાનું ખેદજનક પ્રકરણ શરૂ થશે.

જગતપર પથરાએલી અજ્ઞાનતા જેટલી ગ્લાનીમય છે તેટલીજ કરૂણાપૂર્ણ છે-દયાપાત્ર છે. મુત્સદીગીરીઓના પણ નમુના કેટલીક વખત ઇતિહાસીક દ્રષ્ટાંતો બને છે. **મીસ મેયોની 'મધર ઇન્ડીઆ'** પણ કદાચ બને. આજે જગતભરમાં દંભના નામે જેટલો અધમ અને અમાનુષિક વ્યવહાર ચાલે છે તેટલો ઇશ્વિરને નામે નથી એટલે આજના જગતમાં તો દંભ ઇશ્વરથી પણ મોટો કહી શકાય. સભ્ય સંસ્કૃતિ અને કાયદો તથા વ્યવસ્થાના સુવ્યસ્થીત ઘોર દંભ નીચે મનુષ્ય પણ ઇશ્વિર અને અંતરને ભુલી પોતાના ભાઈ મનુષ્ય પર જંગલી પ્રાણી જેટલોજ જો ઝુલ્મ ગુજારે તો આ સભ્ય અને સુધરેલા જંગલી કરતાં કુદરતી જંગલી પ્રાણીની મૈત્રી વધારે સાચી અને સારી છે. અપમાનીત-ત્યજાએલાં અને વ્યવસ્થીત રીતે ગુંગળાએલા મનુષ્યો માટે વાઘ અને વરૂનો સથવારો વધારે આવકારદાયક છે.

દરેક પ્રજાજીવનમાં ઇશ્વરઇચ્છીત એક પળ એવી તો આવે છેજ કે ગમે તેટલું ઐશ્વર્ય અને ચાહે તેવી મદોન્મત્ત સત્તા પણ તેના ભભૂકેલા આત્માને અને ઉછાળે ચઢેલા ચૈતન્યને દાબી શકતી નથીજ. જ્વાળામુખી જ્યારે ફાટે છે ત્યારે પૃથ્વી લાવાનાં રેલાણ રોકી શકતી નથીજ. **લાલ** અને **કાળી-પીળી** પ્રજાઓ માટે એ પળ આવશે ખરી ?

# પ્રસ્તાવના.

જુદાં જુદાં અનેક મહત્વપૂર્ણ કાર્યોને પહોંચી વળવા હંમેશા મુત્સદીઓ બીજાઓ મારફતે તે કાર્યને સાંગોપાંગ ઉતારવા તેના ઠેકાઓ–(કોન્ટ્રાકટો) હોંશીઆર માણસોને આપી દે છે. જેવું કાર્ય તેવો ઠેકો–જેવો ઠેકો તેવી તેની શરત. છતાં આવા ઠેકાઓમાં ફાયદો તો અવશ્ય બન્ને પક્ષને મળે છેજ. એકને બીજાં ઉપયોગી કાર્યોને પહોંચી વળવા તક તથા કાર્યના પ્રમાણમાં સસ્તી કીંમતે હોંશીઆરી મળે છે–સાથે સાથે કાર્યમાંથી નીપજનારાં પરિણામ તથા રાહત પણ મળે છે; જ્યારે બીજાને નવરાશ ઓછી થઈ કંઇક કામ–તેની કિંમત અને જોખમદારી મળે છે.

કહેવાય છે કે અમેરીકન **મીસ કેથેરાઇન** મેયો પણ લગભગ એક જાતની **'એજન્સી'** છે. એણે લખેલું **'મધર ઇન્ડીઆ'** પુસ્તક કોણ જાણે શાથી **યુરોપ–અમેરીકાને** એટલું બધું ગમી ગયું કે સાંભળ્યું છે તે પ્રમાણે આ પુસ્તકની હજારો પ્રતો ખરીદાઈ અને પાર્લામેન્ટના મેમ્બરોને મફત વહેંચી દેવામાં આવી, તેમજ અમેરીકામાં પણ આની પચ્ચાસ હજાર નકલો છુટથી મફત વહેંચવામાં આવી છે. પાર્લા-મેન્ટના મેમ્બરો આ પુસ્તકની કીંમત ખર્ચી શકે એવી સ્થીતીમાં નહીં હોય કે શું? કે કદાચ કીંમત ખર્ચીને ના લે તો હીંદુસ્તાનનો ઇતિહાસ! વાંચ્યા વગર રહી જાય, એ ખરખરાથી આ પુસ્તકની લ્હાણી થઈ? મીસ મેયો પણ કોઈ તવંગરનીજ દિકરી જણાય છે નહીં તો આટલી બધી પ્રતો મફત વહેંચવાનું પાલવેજ કેમ? અને અમેરીકનો પણ ભારે પાકા! હીંદુસ્તાનમાં જેમ યુરોપી કું. ઓ સીગારેટો વિગેરે છુટા હાથે જાહેરખબરની દ્રષ્ટિએ મફત વહેંચે છે–

અને અહીંના લુચ્ચાઓ 'મફત' સમજીને જેમ તે લુંટે છે તેમ **મીસ મેયોનું** આ પુસ્તક મફત–**F–O–C–(Free of Charge.)** મળતાં પચ્ચાસ હજાર કોપીઓ જોતજોતામાં ઉપાડી! કોના બાપની દીવાળી! અમેરીકનોને સ્વામી શ્રી વિવેકાનંદ તથા શ્રી રામતીર્થ માટે અત્યંત ભાવ હોવા છતાં પણ તેમના પુસ્તકોની આટલી પ્રતો વેચાયાનું ધ્યાનમાં નથી. **મીસ મેયોનું** કમીશન તો જાણમાં નથી બાકી એની પોતાના પુસ્તકની જાહેરખબર કરવાની રીત તો ખરેખરજ બેન્કમાં સારૂં ખાતું હોય તો, અગર પાછળ મજબુત પૈસાની પીઠ હોય તો અહીંના પણ ઘણા લેખકોને અનુકરણ કરવા જેવી તો ખરીજ. પણ હીંદુસ્તાનનું નર્યું હીત હૈયે ધરી–અહીં આવી પહોંચી–કુંવારૂં કાળજું બાળી **મીસ મેયોએ** જે **'હીંદુસ્તાન ઉધ્ધારક સાહીત્ય'** એકઠું કરી સ્ટીમર મારફતે યુરોપ–અમેરીકામાં મફત પાથરી દીધું, તે શું લખવા માટે ગમેલી અહીંની ભૂમી એ લખાણના વહેંચવા માટે એને નાપસંદ પડી? હીંદુસ્તાનની ભૂમીજ ખરેખર કમનશીબ છે, બાકી આ પ્રતોથી જેમ અમેરીકન બુદ્ધાબક્ષો **મીસ મેયોની** ધારણા પ્રમાણે જે લાભ ઉઠાવશે તેમ હીંદુસ્તાની બુદ્ધાબક્ષોને પણ કંઇક લાભ મેળવવાનો મોકો મળતે. અરે! છેવટે જે ગલીચી એણે આ દેશમાંથી ભેગી કરવામાં જહેમત ઉઠાવી–યુરોપ–અમેરીકા ઘસડી ગઇ અને એ રીતે ત્યાંનું સભ્ય, સુવ્યવસ્થીત અને સુંદર સામાજીક જીવન!નું વાતાવરણ આ ગલીચીઓથી ભરી દીધું, તે કરતાં એને ના ગમેલા આ ગલીચ દેશનેજ એણે એ અર્પણ કરવાની જો ઉદારતા દર્શાવી હોત તોયે દેશ એને બેવડી યાદ કરત. જેમ કારલેકરનું સરકસ આવતું હોય, તેની અગાઉ તેને જોઇતી–ઇચ્છીત સફળતા મેળવવા માટે પુરતી જોરદાર જાહેરખબર કરવી પડે છે એમ કોણ જાણે શાથી પણ અહીં હીંદનું હીત ચડનારૂં **'સ્ટેચ્યુટરી કમીશન'** આવનાર છે

તે અગાઉ **મીસ મેયોએ** હીંદનું ભાગ્ય ઘડવાના સાધન માટે આ પુસ્તક તૈયાર પણ કરાવી—હીંદી પ્રજાને પૂરો લાભ મળે, અને હીંદી પ્રજાની જગતની અન્ય પ્રજાઓમાં કીંમત વધે અને કદર થાય, એ એક માત્ર શુભનીષ્ઠાથી !! હેન્ડબીલની માફક મફત ! જોતજોતામાં બહોળા હાથે હજારોની સંખ્યામાં વહેંચાવી પણ દીધું. પણ **મીસ મેયોની** આ અનર્થકારક રીત કંઈ નવી કે આજની નથી. બે વર્ષ પહેલાં **'ફીલીપાઈન્સ'** ની સ્વતંત્રતાના ગુઢ વિષયમાં જ્યારે અતિ ગંભીર વિચારો ચાલતા હતા ત્યારે આજ મહેરબાન **મેયોએ** તે લોકોને જગતભરમાં બદનામ કરવા માટે **"Isles of Fear"** નામનું પુસ્તક લખ્યું હતું. જો પરજાતોની ચાડીઓ—ચુગલીઓ—બદનામીઓ અને ગલીચીઓજ ભેગી કરી સંગ્રહવાનો અને તેનો બહોળો ફેલાવો કરવાનો **મીસ મેયોને કુદરતીજ** આવો સ્વભાવ વારસારૂપે મળ્યો હોય તો દિલગીરીથી કહેવું જોઈએ કે એક સ્ત્રી—કુમારીકા માટે તે ઘોર નિંદનીય દૂષણ કહેવાય—પણ માન્યતા છે તેમ પોતાનો થોડોક સ્વાર્થ મેળવવા પરાયાઓના પરમસ્વાર્થ સાધન માટે તે આવી કલંકીત રીતે હથીઆર બનતી હોય તો તો પોકાર કરીને જણાવવું જોઈએ કે જગત પર મુંગેમોઢે સીતમો સહન કરનારી પરતંત્ર પ્રજાઓનો પણ કોઈ રડયો ખડયો પરમાત્મા કોઈક જગાએ વસતો હશે, અને આ બેનશીબ પ્રજાઓનાં ભાગ્ય ઘડવાની મુહુર્ત વેળાએ બદદાનતથી અતિ નીચતાપૂર્વક ખોલો ઠોકનારી વ્યકતીને અનોખી તારવી લઈ તેની દુષ્ટતાનો ઘોર દંડ દેશે. કોમળ સ્વભાવની અને દેવી અંશી સ્ત્રી જાતીમાં પણ પ્રચંડ શઠતા પ્રવેશશે તો પરમાત્મા કેટલો પ્રલય રેલાવશે એ અટકળવું પણ અશકય છે.

આ પુસ્તકમાં એણે લખેલી હકીકતોના સમર્થન માટે એણે **મહાત્માજી** તથા **શ્રીયુત ટાગોરનાં** નામ પણ સંડોવવા સુધીની

હીંમત કરી છે જેનો તેને તેઓ તરફથી યોગ્ય જવાબ પણ મળી ગયો છે. જે ઘણી ગલત વાતોની ખુદ ઘણા ભારતવાસીઓને પણ ખબર નહીં હોય એવી બેહુદી વાતોના સારથીજ આ પુસ્તક 'સંપૂર્ણ !' બનાવવામાં આવ્યું છે. આખાએ ભારતવર્ષમાંથી એક પણ વિષય—એક પણ બાબત એને એવી ના જડી કે જે સંબંધમાં એને કંઈક પ્રમાણીકપણે લખવાની સદબુદ્ધિ સુઝે. પણ કાગડો જેમ ફરી ફરીને વિષ્ટા પરજ જઈ બેસે એમ આ **બાનુને** હીંદની મુસાફરીમાં ગંદકીના વિષયોજ ફેંદવા માટે મળ્યા. એને જ્યાં ત્યાંથી આવા ગલીચ વિષયોજ પીરસવામાં આવ્યા, જે એણે અહીં પચાવ્યા અને યુરોપ—અમેરીકા જઈ ઓકયા. આ ભૂમીના કીનારે એનાં પનોતાં પગલાં પડ્યાં—ત્યારે શરૂમાંજ એક સજ્જન ઇસાઇ મહીલાએ એને સલાહ પણ આપેલી કે આ વિશાળ પરતંત્ર દેશમાં અગર તું કદાચ કોઈ બદી કે બુરાઇ પણ જુએ તો એને તું '**સામાન્ય નીયમ**' ગણી ગાંઠે ના બાંધી બેસતી. આ સલાહનો એણે કેવો સદુપયોગ ! કર્યો છે એ એના પુસ્તકપરથીજ જણાઇ આવે છે. '**લેડી અન્ડરટીલે**' **મીસ મેયો**ના બારામાં લખ્યું છે કે 'જે પુસ્તક એણે લખ્યું છે.' એ લખવાનો એનો મનસુબો તો પ્રથમથીજ હતો, પણફકત એને લગતી સામગ્રીઓજ ભેગી કરવા પૂરતીજ એને ખોટી હતી જે એણે અહીં આવી ચાર મહીનામાં ચકકરો લગાવી એકઠી કરી દીધી, અને છાપી મારી. આ તરછોડાએલા દેશ માટે એકાદ પણ ભલી અગર આદર્શ બાબત કહેનારો આખાએ દેશમાંથી એની આખી મુસાફરી દરમ્યાન એને એક પણ સજ્જન ના મળ્યો. એવા એકાદને અકસ્માત મળવાની પણ એણે જો સ્હેજ પરવા કરી હોત તો એકાદ ઉજળું પાનું એના આખા પુસ્તકમાંથી જુદુંજ તરી આવત, પણ જેમ એક ગંજેરી, ગંજેરીને ઓળખી લે—અગર ખોળી કાઢે એમ **મીસ મેયોએ** પણ આ

દેશમાંથી એના બરનાજ એવા ઇસમો વીણી કાઢયા કે જેઓ આ ભૂમીનીજ આબોહવા—અને ધાન પાણીથી પોષાઇ ઇજ્જતદાર બનેલા હોવા છતાં એમને જીવાડનારી આ ભૂમીને અત્યંત ઘાતક નીવડે એવી તમામ કૃતઘ્ની ભાવનાઓ સાથેજ હરહંમેશ જીવતા હોય. આવા સંઘે સોંપેલી હકીકતોનો **મીસ મેયો**એ સંગ્રહ કર્યો અને મદદગારોની સ્હાયથી એનો પુસ્તકરૂપે પ્રચંડ પ્રચાર કર્યો—એ રીતે વીના કારણ આ અસહાય દેશના નબળા હૃદયમાં ઉંડો પ્રહાર કર્યો.

ભારતવર્ષના સંબંધમાં લખાએલી એક પણ ચોપડી આટલી છુટથી હજુ સુધી '**મફત**' વહેંચવામાં આવી નથી, તેમજ આ પુસ્તક બ્હાર પડ્યાથી ભારતવર્ષના સમાજમાં એક ખૂણેથી બીજા ખૂણા સુધી જે પ્રચંડ કોલાહલ અને જાગૃતિભર્યો ખળભળાટ થયો છે એવા બીજા એક પણ પુસ્તકથી હજુ સુધી થયો નથી, એવું ઘણાઓનું માનવું છે. એવી તે આ પુસ્તકમાં શું બાબતો હશે કે જે આટલી ધાંધલ મચાવી મુકે તે જાણવાની ઘણાઓની—સમજદાર વર્ગના લગભગ તમામોનીજ, તીવ્ર ઇચ્છા હોયજ એ સ્વભાવીક છે. **મીસ મેયો**ના લખેલા પુસ્તકમાંથી મ્હને જરૂરી લાગતી એની ખણખોદવાળી બાબતોનાંજ પૃથકકરણ રૂપે એણે લખેલા એના ચાર ભાગોની યથાશકિત સમાલોચના કરવાનો પ્રયાસ કર્યો છે. એના આખાએ પુસ્તકનો આ ચોખ્ખો અનુવાદ નથી. ફકત એની કડવી ટીકાઓના ઢેરઢેરથી તારવી કાઢેલાં ટીપ્પણોજ છે. આ વાંચતાં સમજદાર વાંચકવર્ગને પોતાના દેશની ચિત્રેલી સાચી ખોટી મીશ્ર ઘૃણાજનક સ્થીતી સંબંધી જો ખરેખરજ શોચ થાય તો તે પોતે પોતાથી બને તેટલો સુધારો કરવાના તમામ પ્રયત્નોમાં સમાજ અને દેશહીત હૃદયે ધરી એક સરખા મંડી જાય અને તેના ધારેલા પરિણામ સુધી તે પોતે ના પહોંચે ત્યાં સુધી અવિશ્રાંતપણે મચ્યો

રહે, તોજ **મીસ મેયો** અને એના જેવાજ ભારતના ભાવીક ભક્ત-જનોને આવતા ભવિષ્યમાં દાંતમાં જીભ ઘાલી જવી પડે—તોજ એમને પછી કદાપી આવો સરંજામ એકઠો કરવાની તકજ ના મળે—તોજ આજનો પાંગળો ભારતવર્ષ આવતા વર્ષોમાં પરજાતિઓના પોકળ હુમલાઓ સામે ટક્કર લેવા લાયક બને. ભારતવર્ષની રીસ-માંથી કંઇક સંગીન પરિણામ પણ જન્મે છે એમ જો જગત જાણી શકે તોજ ફરી ફરીને છેડ કરનારાઓનો પ્રમાદ ઓસરી જાય. બાકી દુધના ઉભરાઓ ઉપસી ઉપસી જેમ સમી જાય છે તેમ આપણે ઉત્પન્ન કરેલો આ જોશદાર ઉહાપોહ કંઈ પણ સચોટ પરિણામ આણ્યા શીવાય જો અર્થહીન વ્યર્થ પોલો ધખારોજ નીવડશે તો તો આ દેશની ઘણી એવી ઉછળી બેસી ગએલી ભારે પ્રવૃતિયોની નીષ્ફળતાથી ઉત્પન્ન થએલી લજ્જીત હાસ્યાસ્પદ સ્થીતીની હારમાળામાં આ એકનો ઓર વધારો થશે અને અન્ય તાકી રહેલી પ્રજાઓનાં તીરસ્કારભર્યાં અટ્ટહાસ્ય આપણી સામે પથરાશે—આપણી ચોગરદમ છવાઇ જશે.

આજના આપણા દેશકાળની ગંભીર સ્થીતી અલક્ષ કરી બેદર-કારીથી આજે જે જીવશે તેનો વંશ આવતી કાલે તેના ગફલતી વડીલના બેભાનપણાને યાદ કરી, પોતાની નીરાધાર અનાવસ્થા પર પોકે પોક રોશે કદાચ એના વડીલને શ્રાપ દેશે.



# પ્રથમ ભાગ.

——(:०:)——

આ પુસ્તકના પ્રથમ પૃષ્ટનું મથાળું **'The Bus to Mandlay'** (માંડલે જનારી બસ) એમ છે, પણ આખાએ પુસ્તકમાં માંડલે સંબંધી તો કંઈજ ઇસારો પણ નથી. પ્રકરણોના મથાળાંનાં નામો સાથે એ હેઠળ ચિત્રાએલી વસ્તુ બીલ્કુલજ અસબંધ લાગે છે. મથાળાં અને અધ્યાયનો પરસ્પર સંબંધજ દેખાતો નથી. અને અધ્યાયો ખુદમાં પણ ઘણું અસંબંધ ભરેલું છે. હીંદના ખુણાંઓ ખોળી ગલીચ બાબતોજ એકઠી કરવામાં **મીસ મેયો** પોતાને એટલે દરજ્જે વિસરી ગઈ છે કે એને બીજું કંઇ ભાનજ રહ્યું નથી. શરૂથી તે આખર સુધી એક સરખી રીતે વાંચી જતાં ઇરાદાપૂર્વકના તિરસ્કારથી ખાસ વિણી કાઢેલાં ગંદા **'ચુંટકલાંઓ'** ના સંગ્રહ શીવાય બીજું કંઈજ દેખાતું નથી. પહેલાજ પાના પર કલકત્તાનું વર્ણન કરતાં **મીસ મેયો** લખે છે કે :—

" In the Courts and alleys and bazars many little book-stalls where narrow-chested, near-sighted anœmic, young Indian Students in native dress-brood over piles of fly-blown Russian pamphlets."

"કલકત્તાની ગલી–ગલીએ તેમજ બજારોમાં નાના નાના પુસ્તકાલયોમાં જેમાં સાંકડી છાતીવાળા, ક્ષીણ નજરવાળા, પાન્ડુરોગી,

કમજોર ભારતીય વિદ્યાર્થીઓ એમના જાતીવેશમાં રૂશીઆના નકામાં અને ગંદા ચોપાનીયાં આંખો ફાડી ફાડી વાંચી રહ્યા હોય છે."

આ સુત્ર! થી પુસ્તકના શ્રી ગણેશ મંડાય છે. લખવાનો ઉદ્દેશ ચોખ્ખોજ તરી આવે છે. તેજસ્વી અને તાકાતદાર યુવાનોનો જથ્થો એને કોઈ જગ્યાએ જડયોજ નહીં! દેશ અને જાતીની આશા અને સ્થંભરૂપ ગણાતા આવા **'મુડદાલ ફરેશો'**થી બોલશેવીકોની વાતો વાંચી વાંચી 'સ્વરાજ્ય-સ્વરાજ્ય'ના ખાલી બખાળા શીવાય કંઈજ થવાનું નથી, એમ એ આડકતરી રીતે જણાવી દે છે. દરેક સ્વતંત્ર દેશનો યુવાન-વિદ્યાર્થી વર્ગ ચપળ અને જોમવંતો હોય છે, અને જે દેશનો વિદ્યાર્થી-સમુદાય પાણીદાર અને ચમકવાળો હોય છે એજ દેશ સ્વતંત્રતા અને સ્વરાજ્યને લાયક ગણાય છે-થાય છે-એજ દેશ સ્વતંત્રતા મેળવે છે-મેળવીને સાંચવી શકે છે. સ્વતંત્રતા અને સ્વ-રાજ્યને લાયક કહી શકાય એવા અહીંના-હીંદના વિદ્યાર્થીસમુહને આવો કમતાકાત ચિતરી હીંદની સ્વરાજ્ય માટેની નાલાયકી પૂરવાર કરવાનો એણે પરોક્ષ રીતે પ્રયત્ન કરી લીધો છે. ખેર-

કલકત્તાના વિદ્યાર્થીઓ પછી કલકત્તાની **'કાલી'** નું વર્ણન એણે જારી કર્યું છે. એથી માનવાને કારણ છે કે ગવર્નમેન્ટ હાઉસમાં ઉતારો કર્યા બાદ પહેલોજ એને 'કાલીઘાટ'નોજ રસ્તો બતાવવામાં આવ્યો, તે સીધીજ ત્યાં ગઈ. હલધર નામના કોઈ શખ્સે તેને મંદીર બતાવેલું. તે બકરાપર બકરા કાપી રહયો હતો, એટ-લામાં એમ બન્યું કે :—

"Meanwhile, and instantly, a woman who waited behind the killer of the goat has rushed

forward and fallen on all fours to lapup the blood with her tongue, in the hope of having a child."

'In this manner we kill here from 150 to 200 kids each day,' says Mr. Halders with same pride. 'The worshippers supply the Kids.'"

"એટલામાં એક સ્ત્રી કે જે બકરા વધેરવાવાળાની પાછળજ ઉભી હતી એ આગળ દોડતી ધસી આવી અને છોકરૂં મેળવવાની ઉમેદમાં–આશામાં–બે ઘુંટણો તથા બે હાથ જમીન પર ટેકવી પડેલા લોહીને જીભથી ચાટવા મંડી. હલધરે કંઈક અભિમાનથી કહ્યું કે આ રીતે હંમેશા અમો દોઢસોથી બસો બચ્ચાંઓની કત્લ કરીએ છીએ જે અમને શ્રદ્ધાળુ ભક્તો તરફથીજ પૂરાં પાડવામાં આવે છે."

આખાએ કલકત્તામાંથી એને ફક્ત બેજ ચીજો ચિતરવા માટે હાથ ચઢી! એક તો બંગાલી વિદ્યાર્થીઓનું રૂશીઅન બોલશેવીક પત્રીકાઓનું ઢેર ઢેર વાંચન, કે જે પત્રીકાઓ કશીજ રોકાવટ શીવાય સરકારી કૃપાથીજ ગલીએ ગલીએ વહેંચાઈ વિખરાએલી પડી હતી અને બીજું **"કાલીનું દ્રષ્ય"** જેને પ્રત્યેક સમજદાર હીન્દુ આજે પણ હીન્દુધર્મ પર કલંક સમજે છે, અને જેની બુરાઈઓ દૂર કરવા પાછળ આખોએ હીન્દુ સમાજ ભારે પ્રયત્ન કરી રહયો છે. શ્રીમતી **મારગારેટ કજને** આની આલોચના કરતાં ઠીકજ લખ્યું છે કે "કાલીનું રૂપ વર્ણન કરવામાં **મીસ મેયોએ** એ લખવાનું છોડી દીધું છે કે આવી કુરબાનીઓતો બ્રીટીશ ઈન્ડીઆમાં છે, પણ ત્રાવનકોર જેવા દેશી રાજ્યની મહારાણીએ રાજ્યની લગામ હાથ ધરતાંજ પોતાના

રાજ્યની સરહદમાંથી આવી અમાનુષીક તમામ જાતની કુરબાનીઓ તદન બંધ કરી દેવાનું સખ્ત ફરમાન કર્યું છે. તખ્ત પર આવતાંજ આ પ્રથમ કાર્ય કર્યું છે.” બીજેજ દિવસે એક થીયોસોફીસ્ટ અંગ્રેજે **મીસ મેયોને** કહયું સુધ્ધાં કે ‘ તું કાલીનું મંદિર જોવા ખાલી નાહક ગઇ, એ કંઇ **‘હિન્દ’** નથી, પરંતુ એ મહાશયને શું ખબર કે મીસ મેયો તો ખસુસ કરીને **‘મધર–ઇન્ડીઆ’** માટે એક **‘ટુચકલુંજ’** શોધવા ગઇ હતી?

કલકત્તા અને કાલીના વર્ણન પછી આગલા અધ્યાયમાં તે શા કારણથી હીન્દમાં આવી હતી તે બતાવે છે. ખરી રીતે જોતાં તો આ કારણનો ખુલાશો એણે ચોપડી લખવાની શરૂઆતમાંજ કરવો જોઇતો હતો. એટલી તો શું ઉતાવળ હતી કે કલમ ઉઠાવતાંજ બોલ્શેવીક પત્રીકાઓ અને કાલીનીજ દુહાઇ દેવી શરૂ કરી દીધી! ખેર, આવવાનો ઇરાદો સાંભળોઃ–

“What does the average American actually know about India? That Mr. Gandhi lives there; also tigers......It was dissatisfaction with this state that sent me to India, to see what a volunteer unsubsidized, uncommitted, and unattached could observe of common things in daily human life......Therefore in early October 1925 I went London, called at India Office and a complete stranger stated my plan.”

‘અમેરીકન લોકો એકંદરે હિન્દ માટે શું જાણે છે? કે ત્યાં **મી. ગાંધી રહે છે, તેમજ વાઘ.** આ અવસ્થાથી અસંતોષ માની

હું હીંદ આવવા ઉપડી હું એ જોવા ઇચ્છતી હતી કે એક **'વોલન્ટીઅર'** [સ્વયંસેવક] જેણે કોઇનો એક રૂપીઓ પણ લાંચ ખાધી ના હોય, અને પહેલેથી પોતાનો કોઇ વિચાર પણ નકકી ના કર્યો હોય એવો આ દેશમાં આવી અહીંના માનવ જીવનનું દૈનીક દ્રસ્ય કેવુંક આલેખી શકે છે? આથી ૧૯૨૫ ના અકટોબરની શરૂમાં હું લંડનની-ઇન્ડીઆ ઓફીસમાં ગઇ અને બીલકુલ અપરિચીત વ્યકિતનીજ માફક મ્હેં ત્યાં મ્હારી સ્કીમ રજુ કરી.

પોતાના હીન્દ-આગમનનું કારણ તે આમ જણાવે છે. ભલા અહીં આવવાના કારણોમાં એને આ જણાવવાની શી જરૂર હતી કે એ **'વોલન્ટીયર' હતી.** એણે **'રૂપીઓ ખાધો નથી'** પોતાના વિચાર **પહેલેથી નકકી કરેલા ન હોતા** અને ઇન્ડીઆ ઓફીસ વાળાઓથી તે **'બીલકુલ અપરિચીત' હતી.**

હવે આ 'વોલન્ટીયર'ને આગળ વાંચો:- બીજા અધ્યાયમાં તે લખે છે કે :—

"The Indian girl, in common practice, looks for motherhood nine months after reaching puberty-or anywhere between the ages of 14 or 8."

'રજસ્વાલા થતાંજ નવ મહીના બાદમાં તો એક હીન્દુ છોકરી અકસર કરીને બચ્ચાંની મા બની બેસે છે. કોઇક જગાએ આ અવસર આઠથી ચૌદ વર્ષની અંદર અંદરનો હોય છે."

ગોરી ચામડીમાંથી ટપકેલું આ કાળું જાુઠ છે. આનું ખંડન કરતાં ડોકટર મીસ. એમ. આઇ. બાલ્ફૂર. એમ. બી. (M. B.)

પોતાના તા. ૧૦ મી અકટોબરના 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ'ના પત્રમાં પોતાના અનુભવના આધારે લખી જણાવે છે કે ૩૦૪ હીન્દુ-સ્ત્રીઓને મુંબાઇની હોસ્પીટાલમાં પ્રથમવાર સંતાન પ્રાપ્તી થઇ. એમની સરેરાશ ઉમ્મર ૧૮.૭ હતી. એમાંથી સેંકડે ૮૫.૬ ની આયુ ૧૭ વર્ષ અથવા તેથી ઉપર હતી, અને સેંકડે ૧૪.૪ ની આયુ ૧૭ વર્ષથી નીચે હતી. સૌથી નાની ઉમર ૧૪ વર્ષની હતી અને આ ઉમ્મરની કેવળ ત્રણજ સ્ત્રીઓ હતી. મ્હેં મદ્રાસની મેટર્નીટી હોસ્પીટલના ૧૯૨૨-૨૪ ના રીપોર્ટ સાથે આ વીગતો સરખાવી જોઇ છે. ત્યાં ૨૩૧૨ સ્ત્રીઓને પ્રથમ સંતાન થએલ. સરેરાસ ઉમર ૧૯.૪ વર્ષની હતી. સેંકડે ૮૬.૨ સત્તર વર્ષ અને તે ઉપરની હતી અને સેંકડે ૧૩.૮ સત્તર વર્ષથી નીચેની હતી. સૌથી નાની ઉમર તેર વર્ષની હતી. સાત સ્ત્રીઓની ઉંમર તેર અને બાવીશ સ્ત્રીઓની ઉમર ચૌદ વર્ષની હતી. મ્હારી પાસે અન્ય પ્રાંતો કે જેમાં ઉત્તર ભારતનો પણ સમાંવેશ થાય છે. તેના રીપોર્ટો છે.

આ આંકડાઓની વીગતથી શું સીદ્ધ થાય છે, પણ **મેયોને** આવી હકીકતોની થોડીજ જરૂર હતી? તે આગળ લખે છે કે :—

"Because of her place in the social system child bearing and matters of procreation are the woman's one interest in life, her one subject of conversation be her caste high or low. Therefore the child growing up in the home learns from earliest grasp of word or act to dwell upon sex relation."

હિંદુઓની સામાજીક વ્યવસ્થામાં સ્ત્રીઓનું કર્તવ્ય ફક્ત બચ્ચાં ઉત્પન્ન કરવાનુંજ છે. તેથી ઉચ્ચ–નીચ તમામ કોમની સ્ત્રીઓની વાત ચીત હંમેશા આ વીષય પરજ હોય છે, અને તેથી આવા ઘરોમાં ઉછેરાતાં બચ્ચાંઓ પણ આવું આવું સાંભળી તથા દેખીને ઇન્દ્રીઓ સંબંધી વાતો તથા વિચાર કર્યાજ કરે છે."

કુંવારૂં હોવા છતાં **મીસ મેયો**નું ભેજું ખરેજ સડેલું કહી શકાય. પફ–પાઉડર, અને અન્ય બાહ્ય બીભત્સ શારીરિક ટાપટીપો પાછળીજ પ્રાણ પાથરતી અને પાશવતા ઉત્પન્ન કરે ;એવી જેટલી પ્રલોભનપુર્ણ નગ્ન સુંદરતા બતાવી શકાય એટલી બતાવવામાં જીવન સર્વસ્વ સમજતી **યુરોપ–અમેરીકા**ની કુંવારીથી માંડી ઘરડી દદાઓ પૈકીની આ એક ! **મીસ** ! ને આ દેશની સ્ત્રીઓએ જતન કરી સાચવી રાખેલા અસલી ઉંડા આદર્શોની શું સુદ્ધિ પણ હોય ! આખાએ ઇતિહાસમાં આ દેશનું જો ભાગ્ય કંઈક દેખાતું હોય તો એની 'સ્ત્રીઓમાંજ' છે. કુટુંબ પ્રત્યેની અલૌકીક વાત્સલ્યતા– વડિલો પ્રત્યેની અનુપમ આજ્ઞાધિનતા–ધર્મ અને કર્તવ્ય પ્રત્યેની પોતાની ઉત્તમ ફરજ, પતિપ્રત્યેની અદ્વિતિય અને અનન્ય આસકતી– સંતાનો અને સંબંધીઓ પ્રત્યેની પ્રશંસાનીય કોમળતા–જીવનના દરેક લીલા સુકા પ્રસંગોમાં ભકિત–ધીરજ અને સહીષ્ણુતાભર્યો મીઠો સથવારો–અતિ માઠા પ્રસંગો વચ્ચે સ્વજનો માટે ઉચ્ચ સ્વાર્થત્યાગ અને પોતે માનેલા પૂજ્ય પતિ માટે જરૂર પડે તો જીવન સમર્પણ–પોતાના પતિનું મૃત્યુ ન સહેવાતાં હસ્તાં હસ્તાં પતિ પાછળ સ્વેચ્છાથીજ જીવતું આસાભર્યું આખુંએ જીવન સળગાવી દેવાની પ્રખર અને પ્રચંડ પવિત્ર સતિ ભાવના, આ અને આવું આવું ભારતીય સ્ત્રીઓના ભુષણરૂપ તો ઘણુંએ, ભારત

એકલાનેજ નહીં–પણ જગતના તમામ સ્ત્રીસમાજને અનુપમ અને અદ્વિતીય વંદનીય સ્મારક રૂપ છે. યુરોપી ગૌરાંગ સ્ત્રીઓના યુગ યુગાંતરના ઇતિહાસના આખાએ સરવાળામાં કોઇ પણ જગાએ આવું લેશ પણ જણાતું નથી. જીવનને ફકત મોજનું સાધન સમજનાર–દેહને વાસનાઓથી ભભકાવી મુકી એકલી નફ્ટ મજાહ માણવાનું માત્ર ભોગયંત્ર સમજનાર–લગ્ન અને ગૃહજીવનના આદર્શો કરતાં બાહ્ય જીવનની પોકળ અને દાંભીક ટાપટીપને વધુ પસંદ કરનાર–લગ્નને બાજારી સોદો સમજી, સ્વછંદી ભોગ વિલાસોમાં ડબલગીરી માની તેની વખતો વખત ફેરબદલી કરવામાં ગૌરવ માનનાર યુરોપી આંગ્લ અબળાઓની સરખામણી ભારતીય સ્ત્રીઓના સંસ્કારો સંસ્કૃતી અને સદગુણોની જીવન 'તુલા સાથે કરવાનો પ્રયત્ન પણ કરવો એ પણ એક જાતની વ્યર્થ અસબંધ ચેષ્ટા છે. આવા એક પ્રદેશની પુર્ણ સ્વચ્છંદે વીહરતી એક ઉચ્છંખલ અને મીસ કહેવાતી અમેરીકન સ્ત્રી આ દેશના એક ખુણેથી બીજે ખુણે ખાલી દોડયાં જતાં પોતાને અસબંધ અને ઉપર ટપેક મળેલી બલ્કે મેળવેલી પાયા વગરની કાચી નોંધ પરથી સમસ્ત ભારતીય સ્ત્રી સમાજ સબંધી પોતાનો વણ માંગ્યો આખોએ અભીપ્રાય આપી દે એ જેટલું અસ્થાને અને અનિચ્છનીય છે, બેહુદું અને તુચ્છ છે તેટલુંજ બલ્કે તેથી વધુ તો પોતાને એક કુમારીકા કહેવડાવનાર સ્ત્રી માટે ભારતીય સ્ત્રી જાતી પ્રત્યેનું આ અઘટીત વલણ અતિ હલકું અને તિરસ્કાર પૂર્ણ છે. વિજ્ઞાનીક સાધનોની વિપુલ શોધખોળો બાદ કરતાં પશ્ચિમના દેશોમાં ઘણુંએ એવું ભર્યું છે. ખદબદી રહ્યું છે કે જે નર્યું પશુવતજ લાગે. છયોક સ્વભાવીક થઇ ગયેલો વિસ્તૃત વ્યભીચાર–સ્વચ્છંદો મોકળાશથી ખેલવા માટે ઢગલાબંધ થતા છુટા છેડાઓ, અને એક જીવનમાંજ થતાં અનેક

નાતરાંઓ–ભોગવિલાસોની પ્રાપ્તી અર્થે દ્રવ્ય મેળવવાના નીચ પ્રપંચો અધમ પાપાચારો–જગતના કોઇ પણ પૂર્વ દેશો કરતાં અતિસંખ્યાના આપઘાતો, આ બધાના પૃથક્કરણ પુર્ણ ખુલાસા એતો માનવીઓના ઇતિહાસના તદન કાળા પાનાં છે.

**ડાક્ટર આલબર્ટ મોલ** પોતાની "The Sexual life of the Child" નામના પુસ્તકના ૧૬૧ મા પાને પોતાના દેશની અવસ્થા પર લખે છે કેઃ–

"While the child is to all appearance immersed in a book, while a girl is playing with her doll, the parents or some other adults carry on a conversation in the child's presence under the influence of an utterly false belief that the latter's occupation engrosses his or her entire attention, but the danger is hardly less when the childrens have an opportunity of observing their own parents engaged in sexual acts, or even mere preparation for such acts."

"બચ્ચું જ્યારે પુસ્તક વાંચવામાં મશગુલ દેખાતું હોય છે, અથવા તો છોકરી પોતાની ઢીંગલી સાથે રમવામાં તલ્લીન બનેલી હોય છે, ત્યારે માતા પીતા અથવા બીજા નવયુવકો ભુલથી તેઓને ભણવામાં અગર રમવામાં રોકાયેલું સમજી તેમની સામેજ બીભત્સ વાર્તાલાપ આદરે છે, પરંતુ લજ્જાસ્પદ બાબત તો એ છે કે કોઈ કોઈ વખત તો માતા પીતા ભાનભુલાં બની પોતાનાં બચ્ચાંના

દેખતાંજ વિષય ક્રીડા ચાલુ કરી દે છે યા તો એવી ક્રીડા શરૂ કરી દેવાની તમામ તૈયારી કરી રહ્યાં હોય છે."

ડોકટર મૌલ કહે છે તે પ્રમાણે તો પારકાનાં છીદ્રો જોવાં નીકળેલી આ મીસ મેયોએ પોતાના દેશની બદીઓ માટે કોઈ દિવસ વિચાર પણ નહીં કર્યો હોય. પોતાના પગ નીચેનું બળતું જગતમાં કોઇજ જોતું નથી. પોતાનાં નાજુક બચ્ચાંની કુમળી ઉછેરમાં આવા બીભત્સ વિષયના જાલીમ ઝેર રેડી પોતાના સંતાનનું ભવિસ્ય ખોદી નાંખનાર લંપટ અને નફ્ટ સ્ત્રી પુરૂષોને, ડોકટરના અનુભવે ઓળખાવેલાં આવાં "માતા પીતાઓ"ને સમાજનો કોઇપણ સમજદાર મનુષ્ય એમને માતા પીતાના નામની ઓળખાણથી સ્વીકારે તો નહીંજ—પણ એ સંબો- ધનમાં પણ પાતક સમજે. જનાવરો કરતાં પણ જેનું આચરણ અતિ હલકટ હોય—પશુઓની કોટીને પણ જેઓ પોતાના અધમ આચરણથી ઓળંગી જતાં હોય એવાંઓને 'માતા પીતા'ના નામથી તો નહીંજ પણ 'મનુષ્ય તરીકે માનવામાં પણ મનુષ્ય શબ્દની વ્યાખ્યાને ઘોર અન્યાય કર્યા બરાબર છે.

આજ અધ્યાયમાં આગળ લખ્યું છે કે :—

"Shiva, on of the greatest Hindu deities, is represented, on high road shrine in the temple on the little alter of the home, or in personal amoulets by the image of the male generative organ, in which he receives the daily sacrifices of the devout. The followers of Vishnu...... were painted upon their foreheads the sign of the function of generation."

"શિવ કે જે હિંદુઓના મુખ્ય દેવતાઓમાંના એક છે, તે ચોરી રસ્તા પરના દેવાલયોમાં–મંદીરોમાં–ઘરના નાના પુજાસ્થાનોમાં અગર અંગત તાવીજોમાં પુરૂષ જનનેન્દ્રિયના આકારમાં પ્રતિદિન પૂજાય છે. વિશ્નુ સંપ્રદાયના અનુયાયીઓ પોતાના કપાળ પર પ્રજનન ક્રિયાના ચિન્હવાળી છાપ લગાવે છે.

ભારતના અનેક, ત્રીસ કરોડ! દેવ દેવીઓમાંથી કોઇની–ખેતરપાળ કે બળીઆ કાકાની ચર્ચામાં ઉતરવા કરતાં મહાદેવજીના લીંગની ચર્ચામાં **મેયોએ** ઘણો રસ લીધો હોય એમ ઉપરનીબીનાથી જણાય છે.

ભારતના અધ:પતન વિષે આગળ લખે છે કે :—

"In many parts of the country north & south, the little boy, his mind so prepared, is likely, if physically attractive, to be drafted for the satisfaction of grown men, or to be regularly attached to temple in the capacity of a prostitute. Neither parents as a rule sees any harm in this, but is rather flattered that the son has been found pleasing."

"ઉત્તર–દક્ષિણ ભારતમાં અનેક સ્થળોમાં નાનાં નાનાં ખૂબસુરત બાળકોનો મોટા માણસો પોતાના અધમ વિષયલાલસાની તૃપ્તિ અર્થે ઉપયોગ કરે છે, અથવા વેશ્યાવૃતિને માટે તેમને રીતસર મંદીરમાં રાખી લેવામાં આવે છે, એક ચાલુ નિયમ તરીકે માબાપ પણ આમાં કાંઇ ખાસ નુકશાન સમજતાં નથી, બલ્કે એમના છોકરાની આ તરેહની પસંદગી માટે ઉલ્ટા મગરૂર બને છે."

મીસ મેયોને શુદ્ધિ પણ નથી કે મંદિરોમાં છોકરાઓ રાખવાનો રિવાજ ભારતના કોઇ ખૂણામાં પણ નથી. મદ્રાસ બાજુ દેવદાસીઓ

રાખવામાં આવે છે જેને માટે પણ ત્યાંની હાલની લેજીસ્લેટીવ કાઉન્સીલે પ્રસ્તાવ પાસ કર્યો છે, અને યદી આ દૂરાચાર કદાચ આ વિશાળ દેશમાં આજ પણ હોય તો તે ઘણાઓના માનવા પ્રમાણે ઘણે ભાગે મુસલમાનોનો લાવેલો છે અને લોકમત પ્રમાણે ઘણે ભાગે તેઓજ તે પોષી રહ્યાં છે; એમ તો **મીસ મેયોનો** દેશ પણ ખાલી નથી. **'Sexual Inversion'** નામના પુસ્તકમાં ૨૬૧ મા પાને મી. **હૅવીલૉક ઈલીસ** લખે છે કે:

"It has been stated by many observers in America, in France, in Germany and in England that homo sexuality is increasing among women. 'I believe' writes a well informed American correspondent 'that sexual inversion is increasing among Americans–both man and woman.'

"ઘણા તપાસકોનું કહેવું એમ છે કે અમેરીકા, ફ્રાન્સ, જર્મની અને ઇંગ્લેંડમાં સ્ત્રીઓમાં અકુદરતી કુકર્મો વધતાં જાય છે. એક અમેરીકન ખબરપત્રીનું માનવું છે કે અકુદરતી વિષય અમેરીકન સ્ત્રી પુરૂષો બંનેમાં વધતો જાય છે."

મી. **ઈલીસ** આજ પુસ્તકના ૩૫૧ મા પાનાપર અમેરીકાના એક જાણકારની સાક્ષી આ રીતે આપે છે:–

"The prevalence of sexual inversion in American cities is shown by the wide knowledge of its existence. Ninety-nine normal men out of a hundred have been accosted on the streets by

inverts, or have among their acquaintances men whom they know to be sexually inverted. Everyone has seen inverts and knows what they are...... The world of sexual inverts is, indeed, a large one in any American city, and it is a community distinctly organized—words, customs, traditions of its own; and every city has numerous meeting places; certain churches where inverts congregate."

"અમેરીકાના શહેરોમાં જેટલો મહા અકુદરતી વિષય વ્યવહાર ફેલાયો છે તેટલીજ તેની હસ્તીની જાણ પણ પથરાએલી છે. રસ્તે ચાલતા સો ભલા માણસોમાંથી નવ્વાણું માણસોને આ બદમાશો ઓળખે છે, અથવા સોમાંથી પોતાને નવ્વાણું એવા પરિચીત છે કે જેને તેઓ બદમાશ તરીકે ઓળખતા હોય. દરેક શખ્સ બદમાશોને ઓળખતો હોય છે, અને આ બદમાશો કઇ જાતની બલા છે તે તે સારી રીતે જાણતો હોય છે. આ બદમાશોની દુનીઆ અમેરીકન શહેરોમાં ઘણી વધી પડી છે. એમનો એક સુનિયંત્રીત સમુદાય છે. તેમના પોતાના સંકેતો-રીવાજો તથા કથાઓ છે. દરેક શહેરમાં એમનાં મળવાનાં અનેક સ્થાન છે. કોઈ કોઈ મંદિર એવાં છે કે જેમાં આ લોક એકઠાં થાય છે."

**મીસના** ખુદના દેશનીજ જ્યાં આ અવસ્થા છે ત્યાં એ ભારતનાં લાંછન શોધવા નીકળી છે? આથી આગળ એ લખે છે કેઃ—

"In fact, so far are they from seeing good and evil as we see good and evil that the

mother......will practice upon her child—the girl 'to make her sleep well' the boy 'to make him manly,' an abuse which the boy at least, is apt to continue daily for the rest of his life."

"આપણે કહીએ છીએ તેવા સારા નરસાના અર્થ આ લોકો (હીન્દીઓ) નથી કરતા, તેથી એક મા પોતાની પુત્રીને ગાઢ નિદ્રામાં સુવાડી દેવા, અને પુત્રને પુરૂષ બનાવવા માટે તેમની સાથે હસ્ત મૈથુન કરે છે, જે બુરાઈની ખસુસ કરીને છોકરાને આદત પડી જાય છે અને પોતાની જીંદગી સુધી તે જારી રાખે છે."

છોકટા અને હલકી વર્ણના કોઈ કોઈ રખડેલનાં દ્રશ્યો મેયોએ ધ્યાનમાં લીધા હોય—અગર એના ધ્યાનપર લાવવામાં આવ્યા હોય અને તે પરથી 'હીન્દી માતાઓ' માટે આવો સંગીન અભીપ્રાય! આપી દીધો હોય તો એનો પરમાત્મા જાણે બાકી કોઈ હીંદી કુલીન માતા મીસ મેયોને રૂબરૂ નોંધ લેવા સુધીના ખુલ્લા ભ્રષ્ટ અને બેશરમ આચરણ સુધી પહોંચે એતો અટકળવું પણ અસંભવિત છે. ખરેખર વાસ મારતા વિષયોજ સુંઘવાનો મીસ મેયોને શોખ જણાય છે.

પછી લખે છે કેઃ—......the beginning of the average boy's sexual commerce barely awaits his ability...........**Mr. Gandhi** has recorded that he lived with his wife, as such when he was 13 years old, and adds that if he had not, unlike his brother in similar case, left her

presence for a certain period each day to go to school, he would either have fallen a prey to disease and premature death or have led a burdon some existence."

"સામાન્ય રીતે છોકરાઓનો સ્ત્રી સંબંધ કાચી ઉમરમાંજ થઇ જાય છે. **મી. ગાંધીએ** (યંગ ઇંડીઆ તા. ૭ જાન્યુ. ૧૯૨૭) લખ્યું છે કે, પોતે તેર વર્ષની ઉમરે આવાજ પ્રકારનું જીવન વીતાવી રહ્યા હતા. પ્રતિદિન સ્કુલમાં જવાના સમયમાં તેઓ સ્ત્રીને છોડી જો ના જતે તો તેઓ કોઈ બીમારીના શીકાર બનત અથવા નાની ઉમ્મરમાંજ મરી જાત કે તદ્દન કંગાલ જીવન તેઓ વીતાવતા હોત."

પચાસ સાલ–અર્ધી સદી પહેલાના ગાંધીજી કદાચ ઉપર મુજબ ગુંચવાયા હોય તો તે બનવાજોગ છે, બાકી આજકાલ તો, જે દિવસોમાં **મેયોનું** પુસ્તક બહાર પડયું છે તે દિવસોમાં તો, બાલ વિવાહની પ્રથા લગભગ નાબુદ થવા આવી છે–અને વિધવા વીવાહ પ્રત્યે હવે તો સમાજની સંમતી વધતી જાય છે. ગાંધીજીને શું ખબર કે એમના " સત્યના પ્રયોગો " નો આવો સદુપયોગ! થશે? એમની 'આત્મકથા'માં ઘણી જગાએ એવું પણ છે કે જેના સત્ય અને સ્પષ્ટ સ્ફોટનથી જાહેરને કશોજ લાભાલાભ ન હોય–બલ્કે એમાં સત્યનું વધું પડતું પીંજણ જણાઇ સ્હેજ કંટાળો આવે–ખેર!

બ્રહ્મચર્યના વિષય પર એક હિંદુ બેરિસ્ટર સાથે મેયોને નીચે મુજબ વાતચીત થઈ.

'**My father' said an eminent Hindu Barrister, taught me wisely, in my boyhood, how to avoid infection.'**

'**Would it not have been better, I asked. 'had he taught you continence.'**

'**Ah, but we know that to be impossible.'**

'એક પ્રસિદ્ધ હીન્દુ બેરિસ્ટરે મને કહ્યું કે, "મારા પિતાએ બુદ્ધિમતાથી બચપણમાં મ્હને શીખડાવેલું કે, ચેપી રોગોથી કેવી રીતે બચી શકાય.'

મ્હેં પુછ્યું (મીસ મેયોએ) કે 'તમારા પીતાએ જો તમોને બ્રહ્મચર્ય પાળવાનો બોધ આપ્યો હોત તો ઠીક કર્યું ના કહેવાત?'

એણે કહ્યું-'આહ! અમો જાણીએ છીએ કે બ્રહ્મચર્ય તો એક અસંભવિત વસ્તુ છે.'

આ પ્રસિદ્ધ બેરિસ્ટર! (જેનું નામ તો મીસે આપ્યુંજ નથી) હીન્દની હવા બહાર ઉછરેલા કોઇ હાફ કાસ્ટ હીન્દુ હશે કે જેને **કાંકડી-હરદ્વાર** કે **શુકલ તીર્થના ગુરૂકુળોની** યાદ પણ ના હોય, કાંતો પાકો હીંદુ નહીં, કે કાંતો પાકી સ્મૃતી નહી. **મેયોને** આ દેશમાં આવાજ મળ્યા છે-એણે અલેલ ટપ્પુઓ ખોળી કાઢયા. **લાલાજી** કે **માલવીયાજીની** યાદ પણ એને નહીં આવી હોય! ત્યારે એની યાદદાસ્ત પણ ફીક્કી તો ખરીજ—ને?

હીન્દુઓની શારીરિક શકિતનું વર્ણન કરતાં તે લખે છે કે:—

"**After the rough outline just given small surprice will meet the statement that from one end**

of the land to the other, the average male Hindu of 30 years, provided his means to command his pleasure, is an old man, and that from 7 to 8 out of every 10 such males between the ages of 25 and 30 are **impotent**."

"આટલો સંક્ષીપ્ત સાર દોર્યા પછી એ કહેતાં આશ્ચર્ય નથી થતું કે ભારતના એક ખુણેથી બીજા ખુણાસુધી ત્રીસ વર્ષની ઉમ્મરનો હીંદુ અગર એ સાધનોથી સમૃધ્ધ હોય તો બુઠ્ઠો બની જાય છે અને આ પ્રકારના પ્રત્યેક ૧૦ પુરૂષોમાં ૭ થી ૮ નપુંશક હોય છે."

મેયોને આ દેશના ત્રીસ વર્ષ સુધીના મનુષ્યોનો ઠીક ઠીક અનુભવ મળ્યો જણાય છે. ત્રીસ વર્ષની ઉમ્મરમાં આટલા મોટા પ્રમાણમાં નપુંશક નિવડનારાઓની કાળજી ભરી તપાસ બીજા કોઇએ આટલી ચીવટથી કરી હોત કે કેમ એ શંકાજ છે. ધંધાની દ્રષ્ટીએ અમેરીકનો માટે આ લાભદાયક બીના એણે પેદા કરેલી કહેવાય. જો તેઓ 'નપુંશકનાશક' અને 'મરદાઇ યાકુતી'ની પેટન્ટો કહાડી અહીંના નપુંશકોને મર્દ બનાવે તો એની ખપત માટે ધંધાનું ક્ષેત્ર ખરેખર બહોળું કહેવાય

નામર્દોમાંથી કમાણી અને વળી આશીર્વાદ એમ બન્ને મળે. આ દેશના માણસો આ હીસાબે જરા મોળા કહેવાય, બાકી પર-દેશના પરગજુઓએ આ તક ગુમાવવા જેવી તો નથીજ.

અગર કોઇ સ્ત્રીને સંતાન ન પેદા થાય તો:—

"In case, however, of the continued failure of the wife—any wife—to give him a child, the Hindu

husband has a last recourse; he may send his wife on a pilgrimage to a temple, bearing gifts. And, it is affirmed, some castes habitually some time by doing this on the first night after the marriage. At the temple by day, the woman must beseech the God for a son, and at night she must sleep within the sacred precints. Morning come, she has a tale to tell the priest of what befell her under the veil of darkness."

"'Give praise, Oh daughter of honour, it was the God,' replies the priest. And so she returns to her home."

"પોતાની સ્ત્રી વાંઝણી નીવડે તો હિન્દુ પતિ પાસે છેલ્લો એક રસ્તો હોય છે. તે પોતાની પત્નિને કંઇક ઉપહાર–ભેટ લઇ ધામીંક જાત્રાના સ્થળના કોઇ જાણીતા મંદિરમાં મોકલી આપે છે. એમ કહેવાય છે કે કેટલીક જાતો તો સમય બચાવવાની દ્રષ્ટીએ લગ્નની પહેલી રાત્રીએજ સ્રીને મંદિરમાં મોકલી આપે છે. મંદિરમાં દિવસે સ્રી પુત્ર પ્રાપ્તી અર્થે દેવતાની આરાધના કરે છે અને રાત્રે મંદિરમાંજ સુઈ રહે છે. સવાર પડે છે ત્યારે તે પુજારીને રાત્રીના અંધકારમાં તેની સાથે શું શું બીનાઓ બની તે કહી સંભળાવે છે. પુજારી કહે છે કે હે દેવ પુત્રી! તું પ્રભુના સ્તુતિગાન કર. તેઓ સ્વયં પરમાત્મા હતા, આ રીતે સ્રી પોતાને ઘેર પાછી આવે છે."

ધાર્મીક અંધ શ્રદ્ધા આ દેશમાંજ છે એમ નથી જગત ભરમાં તે પથરાએલી છે. જગતમાં ધર્મને નામે ઘણોજ ભયાનક પાખંડ ચાલી રહયો છે, અને દુનીઆમાં દેખાતા મહા કોલાહલોના મુળીઆં આવી ધર્માંધતાઓમાંજ પોષાઇ રહ્યાં હોય છે. એક લક્ષી, અજ્ઞાન અને ભોળા કહેવા કરતાં વધારે તો બેવકુફ "મનુષ્યજંતુઓ" નો જથો સારાસારની વીચાર કરવાની ઓછી અકકલને લીધે દોરવાઇ જતો હોય, બગભકતોએ પાથરેલી માયાવી જાળનો ભક્ષ બનતો હોય, તો તે સ્થીતી જેટલી હીણાપાત્ર છે તેથી વધુ તો દયાપાત્ર છે. કરોડો મનુષ્યોમાં ગણી ગાંઠી સંખ્યાનો ધર્મ મીસ મેયોએ વર્ણવ્યો તેવોએ કદાચ જો હોય, તો પણ આ દેશની જનતાની સંખ્યાના હીસાબે તે ક્ષમ્ય છે. ધર્મના નામે નભતાં પોકળ ધતીંગો તો એકદમ આગળ વધી ગયેલા દેશોમાં પણ ધર્મનાં ઓઠાં હેઠળ વધારે સુધરેલી ઢબે ચાલવાનાંજ–ત્યાં હીંદ કયાંથી અપવાદ હોય?

ત્રીજા અધ્યાયમાં **મીસ મેયોએ** 'બાળલગ્ન' ના ત્રણ મુખ્ય કારણો બતાવ્યાં છે. (૧) પૃથા–રીવાજ, (૨) હીન્દુ ઘરોમાં છોકરાઓ પણ રહેતા હોય છે તેથી કદાચ છોકરી પરણ્યા પહેલાં દૂષિત ના થઇ જાય એ ભય, અને (૩) યૌવન શરૂ થતાં છોકરીમાં જાગ્રત થતી પ્રબળ કામ વાસના.

Age of Consent Bill પર ૧૯૨૫ ની એસેમ્બલીમાં ચાલેલા વીવાદ પર ટીકા કરતાં તે જણાવે છે કે મદનમોહન માલવીયાજી જેવા નેતાઓએ પણ 'સ્વીકૃતી આયુષ્ય' ના ૧૪ વર્ષ કરવાના ઠરાવ સામે ઘોર વિરોધ બતાવ્યો હતો. આનો ઉત્તર તો માલવીયાજીજ આપે એ વધુ ઇષ્ટ છે. બાલ વીવાહના બીજાં જે બે કારણો એણે બતાવ્યા છે તે એની હલકાઈ બતાવે છે. હીન્દુઓના

ઘરમાં જે છોકરાઓ હમેશાં રહે છે અગર વસે છે તેઓ તો સગા ભાઇજ અગર તદ્દન નજીકના સગાઓજ હોય છે. એમનો ડર ? અહીં આવ્યા પછી **મેયો** નું ભેજું વ્હાય્યાત બની ગયું જણાય છે.

હીન્દના હીન્દુઓમાં તો નહીં બાકી યુરોપમાં તો જરૂર ભાઇ બ્હેન નીર્લજ્જતા સેવી શકે છે. **ડોકટર મૌલ** પોતાના પુસ્તકના ૨૧૨ મા પાના ઉપર લખે છે કે :—

" In many cases brothers and sisters arrange to satisfy one another's curiosity on this point. Elder brother, and younger, or brother and sister, will often seek to enlighten one another……"

"ઘણા પ્રસંગોમાં આ બાબતમાં ભાઇઓ અને બ્હેનો પોત-પોતાની જીજ્ઞાસાની તૃપ્તિ મેળવી લે છે. મોટો ભાઇ અને નાનો, અથવા ભાઇ અને બ્હેન એક બીજાની વાસના ઉશ્કેરાય એવું ખોળતા હોય છે."

છોકરીની વાસના માતા પીતા રોકી શકતા ન હોવાથી છોક-રીનો વીવાહ જલ્દી કરી દેવામાં આવે છે. આ હડહડતો આક્ષેપ છે, અને મેયો જેવી એક સ્ત્રીના માથે પોતાની સ્ત્રી બ્હેનોનો દરજ્જો આવી અપમાન ભરી રીતે ઉતારી પાડવાનું કલંક હરહંમેશને માટે કાયમ રહેશે.

**A**ge of consent નું બીલ એસેમ્બ્લીમાં નાપાસ થયું તે સબંધમાં **મારગારેટ કઝન્સ** લખે છે કે " ભારતના જાગ્રત થએલા સ્ત્રી સમાજ તરફથી છેલ્લા દશ વર્ષોથી 'સ્વીકૃત આયુષ્ય' વધારવા

માટે સરકાર સાથે અનુરોધ કરવામાં આવ્યો છે. રાજારામમોહન-રાયના સમયથી સમાજ સુધારક દળ પણ એ માટે પ્રયત્નશીલ છે. એકજ જીલ્લામાંથી દશહજાર સ્ત્રીઓએ આને માટે સરકારને પ્રાર્થના પત્ર મોકલાવેલ હતો. બીજી જગાની સાત હજાર સ્ત્રીઓએ સરકારને અનુરોધ કર્યો હતો કે સોળ વર્ષથી પહેલાં છોકરીના કરવામાં આવતા લગ્નને ગુન્હો ગણવામાં આવે. આમ છતાંએ **મેયો** હાંકે રાખે છે કે આ બીલ હીન્દુઓની વિમતીના કારણથી નાપાસ થયું. અસલ હકીકત તો એવી હતી કે લગ્ન માટે 'સ્વીકૃત આયુષ્ય' ના પ્રશ્નનું બીલ સરકારી સભ્યોનો વિરોધ છતાં પણ પાસ થઈ જવાની અણીપર હતું-પરંતુ જે આ નિયમ તોડે-નાપાળે તેઓને કેટલો દંડ કરવો એ ચર્ચાની વાટાઘાટમાં બીલ આખું અટકી ગયું પછી ઉડી ગયું.

આ છતાં ભારત વર્ષ ઉપરાંત અમેરીકાના કંઇક દાખલાઓમાં પણ Age of consent લગ્નની 'સ્વીકૃત આયુષ્ય' આઠજ વર્ષની હોય, એવું છે. 'Sex in Relation to Society' ના પર૮ મા પાના ઉપર લખે છે કે:-"There has been, during recent years, a wide limit of variation in the legislation of the different American States on this point, the difference of the two limits being as much as eight years, and in some important states......eighteen is declared to be 'rape.'......"

અર્થાત, "હાલની સાલોમાં લગ્ન સ્વીકાર આયુષ્યના સબંધમાં અમેરીકાના જુદા જુદા રાજ્ય કાયદાઓમાં ઘણોજ ભેદ દેખાય છે. કોઇ જગાએ આ કાયદો આઠ વર્ષની ઉમ્મરને પણ રજા આપે છે અને કોઈ જગાએ અઢાર વર્ષ પણ સગીર ગણી તેનાથી નાની

ઉમ્મરની છોકરી સાથેનું લગ્ન કાયદા વિરૂધ્ધ ઠરાવવામાં આવે છે.

હાલમાંજ **ગ્રેટ બ્રીટનમાં 'વીમેન્શ સોશ્યલ કૌન્સીલ'** નું એક ડેપ્યુટેશન પ્રધાનની પાસે એટલા માટે ગયું હતું કે ત્યાના છોકરા છોકરીની લગ્નની ઉમ્મરમાં કંઇ પ્રતિબન્ધ કરવામાં આવે. આ ડેપ્યુટેશનની એક સન્નારી સભ્ય **મીસ બ્રે** હતી. તેણે લખ્યું છે કેઃ—
" We hear a good deal about child—marriages in India, but while the home country allows its children to marry at 12 years of age (for girls) and 14 years (for boys) there is little hope of such legislation being introduced in India and other countries where it is vitally necessary."

"હીન્દમાંના બાળલગ્નો સંબંધી આપણે ઘણું સાંભળીએ છીએ પણ જ્યાં ઇંગ્લેન્ડમાંજ છોકરીઓ ૧૨ વર્ષની ઉમ્મરે અને છોકરાઓ ચૌદ વર્ષની ઉમ્મરે કાનુન મુજબ લગ્ન કરી શકે ત્યાં ભારતવર્ષ અને બીજા દેશો માટે આ બારામાં પ્રતિબંધ કાયદાની આશાજ શી રાખવી."

૧૯૨૪ માં બે છોકરીઓનું ૧૪ વર્ષે અને ૧૯ નું ૧૫ વર્ષે લગ્ન થયું. ૧૯૨૬ માં ૪ છોકરીઓ ૧૪ વર્ષે અને ૩૪ છોકરીઓ ૧૫ વર્ષની ઉમ્મરે પરણી. ગ્રેટ બ્રીટન ખુદનીજ આ કહાણી છે, ત્યારે **'મધર ઇન્ડીઆ'**માં કંઇ ઓરજ વકીલાત કરવામાં આવે છે.

ચોથા અધ્યાયનું મથાળું **મેયોએ** ' Early to Marry and Early to Die'—'જલ્દી લગ્ન કરો, જલ્દી મરો' એમ

રાખેલ છે. હિન્દુસ્તાનના બાળ લગ્નના પોષકો અને ઉપાસકો પાસે આનો કંઇ જવાબ છે ખરો? **મીસ મેયો**ના આ ચેલેન્જનો તેઓ જવાબ આપી શકે તેમ છે? હિન્દુ સંસાર પર શ્રાપ સમાન ઉતરેલી અને વિસ્તરેલી આ જાતિ વિનાશક પ્રથા–રીવાજને સંદતર નાબુદ કરવા માટે હજુએ પુંછડુ પકડી બેઠેલા પ્રમાદી હિન્દુ પામરો જાગૃત થતા નથી! પોતાનો સર્વનાશ પણ સમજી શકતા નથી? ઉંદર અને ખીસકોલીઓ જેવડાં જાનવાન છોકરાઓની ઉભરાતી સંખ્યા અને પછી નીપજતાં અસંખ્ય બાળ મરણો, જીર્ણ અને કમતાકાત દેખાતો યુવાન વર્ગ, અકાળે નામર્દાઈ સેવતા કંગાલ તબીઅતના મનુષ્યવૃંદો–અને ભર યુવામાં તુટી ગયેલા બદનવાળી, બીહામણી, માંદી સીકલની જીવનને બોજારૂપ ધસડતી ક્ષીણ યુવતીઓ–આ બધાં, તેના ઘોર પરિણામો નજર સમક્ષ બતાવ્યા છતાં હજુએ આંખ ઉઘડતી નથી? ખેર!

પાંચમાં અધ્યાયમાં લખ્યું છે કે:—"Most of the women are very young. Almost all are venereally affected."

આ એક હૉસ્પીટલનો હેવાલ છે. "એમનામાં મોટે ભાગે ઘણી નો યુવતીઓજ છે. લગભગ બધીજ ગરમીના ચેપી દરદોથી પીડાતી હોય છે."

એક મદ્રાસી ડાકટરાણીએ **મીસ મેયોને** કહ્યું કે:—

'હું હજારો સ્ત્રીઓના ઇલાજો કરૂં છું, મેં પણ એક સ્ત્રી એવી નથી જોઇ જેને ગરમીનું દર્દ ના હોય.'

આ ડાકટરાણીનું નામ આપવાના મેયોએ અખાડા કર્યા છે. જેવો પેલો બેરિસ્ટર તેવીજ આ ડાકટરાણી. બન્ને નામ વગરના. અને એ તો દેખીતુજ છે કે હૉસ્પીટલોમાં તો રોગીઓજ જાય ને? આખર હૉસ્પીટલોનો તો ઉપયોગજ એ છે. એથી શું દેશભરની તમામ સ્ત્રીઓ રોગી સિદ્ધ થાય છે? આવા બીમારોના અદ્દર દાખલા ટાંકવાથી ભારતીય જનતા સબંધી કશું પણ નથી લખાઇ શકાતું. જનતા માટે તો આ તરેહનું લખાણ હોય છે:—"The sexual Life of our Time" ના લેખક મી. **બ્લોચ** ૩૯૨ મા પાના પર લખે છે કે:—'From these we learn that Denmark, Germany, German Austria and Switzerland, show the most favourable conditions; next come Belgium, France, Spain, Portugal, North and Middle Italy. Worst of all are the conditions in Southern Italy, Greece, Turkey, Russia, and England."

"ગરમીના ચેપી રોગો **ડેનમાર્ક, જર્મની, જર્મન ઑસ્ટ્રીઆ સ્વીટ્ઝરલેન્ડ** આદિ દેશોમાં છે. પછી વધારે પ્રમાણમાં તો નંબર **બેલજીયમ, ફ્રાંસ, સ્પેન, પોર્ટુગલ, નૉર્થ** અને **મીડલ ઇટાલીનો** આવે છે, પણ સૌથી આ રોગો બુરી હાલતમાં તો દક્ષીણ **ઇટાલી, ગ્રીસ, ટર્કી, રૂશીઆ** અને **ઇંગ્લેન્ડમાંજ** નજરે પડે છે."

અહીં સારી હાલત **ડેનમાર્ક**ની બતાવવામાં આવી છે, એની રાજધાનીના વિષયમાં લખતાં મી. **બ્લોચ** લખે છે કે:–"In these last ten years, for every 100 youngmen living, there have been 119 infections during ten years; that is to say, on the average every one has been

infected once, and a great many have been infected more than once."

"પાછલા દસ વર્ષોમાં સરેરાસે ૧૦૦ આદમીમાંથી ૧૧૯ ને ગરમીની બીમારી થઈ ગઇ છે અર્થાત, સામાન્ય રીતે દરેક શખ્સને એકવાર તો એ રોગ થઈજ ગયો હોય છે. પણ કંઇકોને તો બે બે વાર પણ થઇ ગયો છે."

"બર્લીન માટે આગળ મી. **બ્લોચ** લખે છે કેઃ– "It further appears that of the men who entered on Marriage for the first time when above the age of 30 years, each had, on the average, had gonorrhœa twice, and about one in four or five had been infected with syphilis."

"ગણત્રીથી માલુમ પડયું છે કે બર્લીનમાં જેઓએ ત્રીસ વર્ષ બાદ પ્રથમવાર લગ્ન કર્યાં હતાં, તેઓ તમામને તે ઉમ્મર સુધીમાં બે બે વાર 'પરમીયા' ની બીમારી થઇ ગઇ હતી, અને પ્રત્યેક ચાર અગર પાંચની સંખ્યામાં એકને 'વીસ્ફોટક' ની ભયંકર બીમારી થઈ ગઈ હતી."

અને ઇંગ્લેંડ માટે તો મી. બ્લોચે લખ્યું છે કે, 'એની દશા તો આ બારામાં સૌથી બુરી છે.'

અમેરીકાના વિષયમાં મી. **એલીસ** પોતાનાં Analysis of the Sexual Impulse' ના ૨૨૪ મા પાના ઉપર લખે છે કેઃ–" Wolbarst, studying the prevalence of gonorrhœa among boys in New York State :- — In my

study of this subject there have been observed 3 cases of gonorrheal urethritis, in boys aged, respectively, 4, 10 and 12 years, which were acquired in the usual manner, from girls ranging between 10 and 12 years of age. In each case, according to the story told by the victim, the girl made the first advances......"

મી. **વેલબર્સ્ટ** ન્યુયાર્કમાં છોકરાઓમાં પરમીયાના પ્રચાર પર લખતાં જણાવે છે કેઃ—"મ્હારા આ વિષયના અભ્યાસ દરમ્યાન મ્હને એવા ત્રણ બાળક દર્દીઓ મળ્યા કે જેઓ અનુક્રમે ૪, ૧૦ અને ૧૨ વર્ષની આયુષ્યમાં આ દર્દ ભોગવી ચુકયા હતા. પૂછવાથી માલુમ પડયું કે ૧૦ અગર ૧૨ વર્ષની ઉમ્મરવાળી છોકરીઓ સાથેના સબંધથી એમને આ બીમારી લાગી હતી અને પ્રત્યેક અવસ્થામાં પહેલ છોકરી તરફથી કરવામાં આવી હતી." આ ન્યુયાર્કની કથા થઇ.

મી. **એલીસ** પોતાના 'Sex in Relation to Society' નામના પુસ્તકના ૩૨૬ મા પાના પર 'Civilization' (સિવિલિ-ઝેશન) ને 'Syphilization' (સિફિલિઝેશન) કહે છે અને લખે છે કેઃ—

"In America a Committee of the Medical Society of New York appointed to investigate the question, reported as the result of exhaustive inquiry that in the city of New York not less

than a quarter of a million of cases of venereal disease occurred every year, and a leading New York dermatologist has stated that among the better class families he knows intimately at least one-third of the sons have had syphilis. In Germany eight hundred thousand cases of venereal disease are by one authority estimated to occur yearly, and in the larger Universities twenty-five per cent. of the students are infected every term, venereal disease being, however, specially common among students.........Yet the German army stands fairly high as regards freedom from venereal disease when compared with the British army which is more syphilized then any other European army......Even within the limits of the English army it is found in India that venereal disease is ten times more frequent among British troops than among Native troops. Stritch estimates that the cost to the British nation of venereal diseases in the Army, Navy and Government departments alone, amounts annually to £ 3,000,000......the more accurate estimate of the cost to the nation is stated to be £7,000,000."

"અમેરીકામાં મેડીકલ સોસાયટીની એક કમીટીનું કહેવું છે કે ન્યુયોર્કમાં પ્રતિવર્ષ અઢી લાખથી વધારે લોકોને ગરમીના મહારોગો થાય છે. એક **Dermatologist** (ત્વચા રોગ નિષ્ણાત) કે જે ન્યુયાર્કનોજ રહેવાવાળો છે એનું કહેવું છે કે ઉંચ કુટુંબના છોકરાઓમાંથી જેને એ પોતે સારી રીતે ઓળખે છે, તેમાંથી ઓછામાં ઓછા એક તૃતીયાંશની સંખ્યા 'વીસ્ફોટક' (સીફીલીસ)ના દર્દનો ભોગ બનેલા હોય છે. **જર્મનીમાં** આઠ લાખને પ્રતિવર્ષ ગુપ્ત રોગો (ગરમી વીગેરે) થાય છે. ત્યાંની વિશ્વ વિદ્યાલયોમાં સેંકડે ૨૫ ટકા વિદ્યાર્થીઓ દરેક ટર્મમાં આ ઇન્દ્રિયત્વચા રોગના દર્દથી પીડાતા હોય છે. **જર્મન સૈન્ય** વિસ્ફોટકની દ્રષ્ટિએ અંગ્રેજ સૈન્યથી ઘણેદરજ્જે સારી હાલત ભોગવે છે. **અંગ્રેજ** સેના તો **યુરોપ**ના સર્વ દેશોમાં સૌથી વધારે વિસ્ફોટકનો ભોગ બનેલી છે. **બ્રીટીશ** સેનામાં પણ **ભારતીય** સૈન્ય કરતાં અંગ્રેજ સૈનીકોમાં આ બીમારી દસગણી વધારે ફેલાએલી છે.

મી. **સ્ટ્રીચે** હીસાબ કહાડયો છે કે અંગ્રેજોના આર્મી, નેવી તથા સરકારી વિભાગમાં આ દર્દો સબંધી પ્રતિવર્ષ થતું ઠીક ઠીક બજેટ ૭૦ લાખ પૌંડ (દસ કરોડ રૂપીઆની લગભગ) થવા જાય છે."

જે દેશની આ અવસ્થા છે ત્યાંની એક ઓરત આ દેશમાં ધસી આવી અંહીંની બદીઓ ચુંથી રહી છે! આતો અહીં રહે રહે દરિયાપારની વાતો છે.

આજ અધ્યાયને સમાપ્ત કરતાં **મીસ મેયો** લખે છે કે, એક ડોકટરે તેને કહ્યું કે:—"They commonly experience marital use two and three times a day."

"તેઓ ઘણું ખરૂં દિવસમાં બે ત્રણ વાર શારીરિક વિષય સંયોગ કરે છે." **મેયોએ** ખરેખર સ્ત્રી **તરીકે** લખવામાં **શરમ** પણ બાજુએ મુકી દીધી છે.

આ રીતે બીભત્સ વિષયોનીજ ચર્ચા કરતાં કરતાં એણે લખેલો પ્રથમ ભાગ અહીં સમાપ્ત થાય છે.



# દ્વિતિય ભાગ.

---

બીજા ભાગની શરૂઆતમાં **મીસ મેયો** લખે છે કે મ્હને એક વૃદ્ધ જમીનદાર મળ્યો, તેણે કહ્યું કે 'મ્હને ૧૨ છોકરાં થયાં. ૧૦ છોકરીઓ હતી, એને કેવી રીતે જીવાડવી? એટલો ખર્ચ કોણ ઉઠાવે? એ છોકરાઓ હતા-બસ એને મ્હેં બચાવી લીધા.'

**સર માયકલ ઓડવાયર** જ્યારે ભરતપુર રિયાસતનો 'સેટલમેન્ટ ઓફીસર' હતો તે સમયે એક ઘટનાનું વર્ણન એણે પોતાના 'India as I know it' નામના પુસ્તકમાં કર્યું છે એનો ઉલ્લેખ પણ **મેયોએ** આ વાતની જોડે ભેરવી દીધો છે. ઓડવાયરે તે ઘટનાનું વર્ણન આ પ્રકારે કર્યું છેઃ—'મહારાજાની બ્હેનનું પંજાબના કોઈ મોટા સરદાર સાથે લગ્ન થવાનું હતું. મહારાજા એ સમયે ઘણા નાના હતા. આથી ઘરનાં લોકો ઘણું દબાણ કરી રહ્યા હતા કે મોટા લોકોને ત્યાં લગ્ન અવસરે જેટલું ખર્ચ કરવું જોઇએ એટલું ખર્ચ આ લગ્નમાં પણ કરવું—અર્થાત, ૩૦--૪૦ હજાર પૌંડ. રાજ્યની કાઉન્સીલમાં જે સ્થાનીક સભ્યો હતા તે આ પક્ષમાં હતા. આ સમયે રાજ્ય બ્રીટીશ સરકારની દેખરેખ નીચે હતું આથી પોલીટીકલ એજંટે તેમજ મ્હે આવા દુષ્કાળના સમયમાં આવા ભારે ખર્ચનો દુરૂપયોગ કરવા સામે જબરજસ્ત વાંધો ઉઠાવ્યો આખરે મામલો ભરી કાઉન્સીલની સામે આણવામાં આવ્યો. મ્હેં કાઉન્સીલના સૌથી જુના સભાસદને પૂછ્યું કે આવા અવસરો પર પહેલાં કેટલો ખર્ચ કરવામાં આવ્યો છે? એણે માથું હલાવીને કહ્યું કે આવો તો પહેલાં એક અવસરજ નથી આવ્યો. આ વૃદ્ધ મહાનુભાવ થોડીકવાર ચુપ રહ્યા પછી

બોલ્યા કે "સાહેબ, આપને અમારા રીવાજો જાણમાંતો છે. આપને આનું કારણ જણાશે. છોકરીઓ પેદા તો જરૂર થઇ હતી પરંતુ આ સન્તતિ શીવાય બીજી એકને પણ જીવતી નથી રહેવા દેવામાં આવી."

**ભરતપુરના** ઉજ્જ્વળ ક્ષત્રિય રાજવંશમાં જો આવો ઘોર અન્યાય થયો હોય તો તે એકલો ખેદજનકજ વિષય નથી પણ તીરસ્કારવા યોગ્ય અત્યાચાર છે. રાજવંશી કુળોમાં જો પુત્રીઓ પ્રત્યે આવી અમાનુષિક લાગણી આટલી જીવલેણ નીવડતી હોય તો પ્રભુની પેદાશ સામે પામર મનુષ્યોએ મચાવેલો એક ઘોર પાતકી ઉપદ્રવજ કહી શકાય. પણ અમો આ માનવા ના પાડીએ છીએ. એટલું તો ખરૂં કે છોકરી પ્રત્યે છોકરા જેટલો ભાવ આ દેશના લોકોને પહેલાં કદાચ નહીં રહેતો હોય, પણ હવે પશ્ચિમની હવા આવ્યા પછી તો જ્યાં 'સમાનતાના સીધ્ધાંતો' પથરાવા લાગ્યા છે ત્યાં 'ઓછાવત્તા'ની તો વાતજ કયાંથી સંભવે?"

કોઇ હૉસ્પીટલમાં પોતે નજરે જોએલી વાત **મેયો** લખે છે-તેનું કહેવું છે કે આ બંગાલની બીના છે:-"પાંચ, છ વર્ષની છોકરી કુવામાં પડી ગઇ, એની માતા એને લઇને હૉસ્પીટલમાં દોડતી આવી, એકાદ બે દિવસમાં અવસ્થા ભયાનક થઇ ગઇ, છોકરીની હાલત બગડતી જતી હતી અને એની મા એની પાસે બેઠી બેઠી પરમાત્માની પ્રાર્થના કરી રહી હતી, એટલામાં એક બંગાળી બાબુ જે કારકુન જેવો દેખાતો હતો તે આવ્યો અને ડાકટર બાઇને કહેવા લાગ્યો:- 'સાહેબ, હું મારી સ્ત્રીને તેડવા આવ્યો છું,' 'ત્હમારી સ્ત્રી' ડાકટર બાઇ ખીજવાઇને બોલી,

'ત્હમારી સ્ત્રીની હાલત તો જુઓ–તમારી છોકરી તરફ જરા નજર તો ફેરવી જુઓ–તમારી શુદ્ધિ ઠેકાણે છે કે નહીં ?'

'કેમ નહીં,' એથીતો હું એને ઘેર લઇ જવા આવ્યો છું, લગ્ન સમ્બંધનો જે ખાસ શારિરીક ઉપયોગ છે (for my proper marital use) તે માટે હું ઇચ્છું છું કે તે મ્હારી સાથે ઘેર આવે.'

'પરંતુ અગર ત્હમારી સ્ત્રી આ સમયે ચાલી જશે તો તમારી છોકરી મરી જશે, તમો આ બેને જુદા કરી શકો એમ નથી; જુઓ'—એટલામાં છોકરી કે જે પોતાના પિતાની ધમકીઓને સમજતી જણાતી હતી તે પોતાની માને બાઝી પડી અને રડવા લાગી. સ્ત્રીએ દંડવત પ્રણામ કરીને–ઘુંટણો પકડીને–પગો ચુમીને–બે હાથ જોડી પતિના પગની રજ માથે ચડાવીને વખતો વખત કહ્યું–'મ્હારા સ્વામી, દયા કરો, કરૂણા કરો!'

'ચાલ–ચાલ, મ્હને ત્હારી જરૂરત છે–ત્હને મારાથી જુદા પડયે ઘણો વખત થઇ ગયો છે!' બાબુએ કહ્યું.

'મ્હારા સ્વામી–છોકરીની હાલત તો જુઓ!' સ્ત્રીએ કરૂણા પુર્ણ સ્વરે રૂદન કરતાં કહ્યું.

બાબુએ પોતાની સુકોમળ પત્નિને ઠોકર મારી કહ્યું હેઃ–'મ્હારે જે કહેવું હતું તે કહી દીધું'—એમ કહી બાબુ ચુપચાપ બ્હાર ચાલી ગયો. સ્ત્રી ઉઠી, છોકરી કકળી ઉઠી. ડાકટર બાઇએ પુછયું કે શું તમો ચાલી જાઓ છો? સ્ત્રીએ ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું કે 'હું આજ્ઞાનું ઉલંઘન નથી કરી શકતી.' એ ઉઠી, મ્હોંપર ઘુંઘટ ખેંચી પોતાના પતિની પાછળ દોડતી હોસ્પીટલની બ્હાર ચાલી ગઇ.'

આ વાંચ્યા પછી તો કંઈ કંઈ ભાવો દિલમાંથી પસાર થઇ જાય છે. **મેયો** મુસાફરીએ આવી હતી પણ આખરે અમે તો ભારતવર્ષને જાણીએ છીએને? આવી ઘટના **યુરોપ—અમેરીકામાં** બની છે એમ જો સમાચાર પત્રો જણાવે તો આશ્ચર્ય ના થાય, કારણ ત્યાંના લગ્ન સબંધો પાશવિક સિદ્ધાંતો પર ટકી રહ્યાં છે. પણ ભારત વર્ષ માટે આ વિચાર કે જે **મેયો**એ ઉપર દર્શાવ્યો છે–તે તદ્દન નવો અને નવાઇ ભર્યો લાગે છે. ભારતનો જન સમુદાય અને તેમાંએ કારકુન સુધી કેળવાએલોએટલો બધો નીર્લજ તો નથીજ બની ગયો કે જે પોતાની છોકરીના આંખ સામે તરવરતા કમનસીબ મૃત્યુને હસી નાંખી ફકત એજ દિવસના વિયોગે ઝુરી મરી પોતાના હવસ પોષવા આવી ભ્રષ્ટ અને સ્પષ્ટ ઇચ્છા–પોતાની સ્ત્રી સમક્ષ ડોકટર બાઈની રૂબરૂમાંજ પ્રદર્શીત કરે. મરણના છેલ્લા ત્રાસ વેઠી રહેલી છોકરીને તરફડતી મુકીને પોતાનો હવસ પોષવાનો વિચાર એક અનઘડ પીતાને પણ આવે કે કેમ એજ જ્યાં સમર્થ શંકા છે–ત્યાં **મેયોએ** આખીએ અકકલ ખર્ચી પશુને પણ લજાવે એવો આ દેશના બંગાળી–કારકુનનો જીવન પ્રસંગ ચીતરી કારકુની સુધી કેળવાયેલા વર્ગની નાલેશી કરવાની ખુલી નાલાયકી કરી છે.

**મેયો** લખે છે કે ‘પતિ ચાહે તેવો કેમ ના હોય–પાગલ–ચોર, જુગારી કે વ્યભિચારી હોય છતાં હિન્દુ સ્ત્રીનો તે દેવતા સમાન છે.’

આતો બીન તકરારી અને પરાપુર્વની જુની થઇ ગયેલીજ વાત એણે લખી કહેવાય. આ દેશની હીન્દુ સ્ત્રી સમુદાયની આ અનન્ય પતિભકિત એજ ભાંગેલા ભારતનું ટકી રહેલું એક માત્ર ભાગ્ય છે.

લગ્ન સબંધ પછી સાસરામાં છોકરીની જે દુર્ગતિ થાય છે તેનું ચીત્ર **મેયોએ** આમ ખેચ્યું છે:—“હિન્દુ વિવાહનો અર્થ

એ નથી કે નવો ગૃહસ્થાશ્રમ મંડાય. નાની સરખી છોકરી કે જેને 'વહુ' તરીકે ઓળખવામાં આવે છે તેનો સાસુ સસરાના ગૃહસ્થ જીવનમાંજ સમાસ કરવામાં આવે છે. એની સ્થિતી સાસુની નોકરડી જેવી થઈ જાય છે. એનો દરેક હુકમ એણે બજાવવોજ જોઇએ. સસરો તથા નણંદ પણ પોતાને જે મરજીમાં આવે તે કહી શકે છે. છોકરીને કેળવવામાંજ એ રીતે આવે છે કે તે ચું કે ચાં બોલીજ શકતી નથી. સાસુની ભ્રૂકુટી હમેશા ચડેલીજ રહે છે. તેના શાસનમાં દયા કે પ્રેમનો છાંટો પણ હોતો નથી. કદાચ દુર્ભાગ્ય. વશાત્ 'વહુ' ને છોકરાં થવામાં વાર લાગી—અથવા તો એને છોકરીઓજ જન્મવા લાગી-તો તો સાસુની જીભ કટારનીજ ગરજ સારે છે. એના હાથનો માર ભારે થઇ જાય છે, એ દરેક દિવસે નવી વહુ લાવવાની સતત ધમકીઓ આપી આપીને તે બીચારીનું કુમળું જીવન અંધકારમય બનાવી મુકે છે. કારણ કે હિન્દુ નિયમાનુસાર બીજી વખત લગ્ન કરી પ્રથમ સ્ત્રીની જડ ઉખેડી નાંખવી અથવા તો એને દાસી માફક ગણી લેવી એ તો સ્વાભાવિક થઈ ગયું છે."

**મેયો**નું હિન્દુ ગૃહસંસારનું આ ઉપલું ચીત્ર હિન્દુઓ વાંચશે? વિચારશે? ખરા ખોટા તારણનું પૃથકકરણ કરવા કરતાં આટલું હું વાંચનારની સાદી સમજ પર છોડી દઉં છું.

**મેયો**નું કહેવું છે કે ૧૪-૧૫ વર્ષની ઘણી યુવતીઓની આત્મહત્યાઓનો રીપોર્ટ પોલીસ ખાતામાંથી મેળવી જોયું, તો માલુમ પડયું કે 'પેટનું પુરાણું થઈ ગયેલું દર્દ અને સાસુ સાથેના સતત ઝઘડા એ આત્મ હત્યાનું કારણ બનેલું હોય છે."

**મીસ સોરાબજીએ** પોતાના 'Between the Twi-lights' નામના પુસ્તકમાં સ્ત્રીઓની દુર્દશાપર લખ્યું છે જેનો પણ ઉતારો **મેયોએ** કરી લીધો છે, **મીસ સોરાબજી** લખે છે:–"જ્યારે હિન્દુ સ્ત્રી એકાદ પુત્રની માતા બને છે ત્યારે એની કંઇક કદર થવા લાગે છે અને બીજી સ્ત્રીઓ કરતાં એનો દરજ્જો વધી જાય છે.........એ કૃત્યકૃત્ય બને છે, એણે પોતાની જરૂરીઆત પુરી કરી બતાવી એમ એ માને છે છોકરાની મા બનવાથી એ સ્ત્રીના મ્હોં પર આત્મ ગૌરવની રેખા ભભકવા લાગે છે, તેઓ તે પતિની તો આજ્ઞાધિન દાસીજ બની રહે છે, પરંતુ હવે એ પોતાની 'સત્તા' નો અનુભવ કરવા લાગે છે. તે પોતાના 'વ્યકિતત્વ' નો અનુભવ કરે છે, જે સ્ત્રીઓ એની હાંસી કરતી હતી એમનાં તરફ એ આંખ ઉઠાવી જોઇ શકે છે, એના હૃદયમાં હવે કોઇ જાતનો ડર રહેતો નથી."

આ વાંચવાથી માલુમ પડે છે કે **મેયોએ** સત્યને તદ્દન વેગળું મુકી દીધું નથી. કોઇ કોઇ બાબતોમાં થોડું ઘણું સત્ય પણ બતાવી દે છે પણ એની ચીતરવાની રીત જેટલી ખરાબ છે તેટલી ખોટી પણ હોય છે, જુઓ એ લખે છે કે:–"She has not vaguest conception how to feed him or develop him. Her idea of a sufficient meal is to tie a string around his little brown body and stuff him till the string bursts."

"ભારતીય માતાને પોતાના બચ્ચાને શું ખવડાવવું અને કેવી રીતે ઉછેરવું એનું તો ભાનજ હોતું નથી. પેટ ભરી જમવાનો અર્થ એ એવો કરતી હોય છે કે એના પેટની ચારે બાજુ દોરી

બાંધવામાં આવે અને દોરી ના તુટે ત્યાં સુધી પેટને ભરવામાં આવે."

ભારતવાસી **મેયો** ને પુછે છે કે આ ઉડતી સાંભળેલી આખી ગપ વાકય રચનામાં ઉતારી લીધી છે કે કોઈ જગ્યાએ આવું સત્ય દશ્ય પણ નજરે જોયું છે ?

સાતમાં અધ્યાયમાં **મેયો** લખે છે કે તેને એક હિન્દુએ કહ્યું કે:—"We husbands so often make our wives unhappy that we might well-fear that they would poison us. Therefore did our wise ancestors make the penalty of widowhood so frightful in order that the woman may not be tempted."

"અમો ધણીઓ અમારી સ્ત્રીઓને એટલા માટે દુઃખી રાખીએ છીએ કે તેઓ અમને ઝેર ના આપે. એટલા માટે તો અમારા બુદ્ધિમાન પુર્વજોએ વૈધવ્યને એવું ભયાનક બનાવી મુકયું છે કે સ્ત્રી કદાપી પણ લલચાઈ શકેજ નહીં."

હિન્દુ સ્ત્રીઓનો ઝેર આપવાનો ભય જો હિન્દુ પતિઓને ઉપર ચીતર્યો છે એમ રહેતો હોત તો તેઓ પણ યુરોપની માફક હોટેલોમાંજ ખાઇ પડી રહેતા હોત, અને હિન્દુ સંસારના ચુલાઓ કયારનાએ બંધ થઈ ઓલવાઈ પણ ગયા હોત. અલબત્ત ભારતમાં વિધવાઓને માટે જરૂરથી કઠોર સંયમ નિયમો છે—પણ તે તો હવે જેઓ પાળે તેનેજ માટે રહ્યા છે, બાકી પૂનર્લગ્ન ઇચ્છતી વિધવાઓ માટે હવે એટલીજ છુટછાટ પણ થતી જાય છે.

સ્ત્રીઓ પ્રતિ હિન્દુઓની હૃદય હીણતાનું મર્મવેધક વર્ણન કરતાં **મેયો** લખે છે કે:–'જ્યારે સતી થવાનો રીવાજ બ્રીટીશ સરકારે બંધ કરાવ્યો ત્યારે એ પ્રથાને એવીને એવીજ જીવંત રાખવા માટે લોકોએ પ્રીવીકાઉન્સીલ સુધીનાં દરવાજા હચમચાવી મુકયા હતા. આજ પણ આ હતભાગ્ય દેશમાં એવા લોકો હયાત છે કે જે સાડીમાં આગ લગાવી બળતી બાળકીઓના અંગોમાંથી નીકળતી આગને સતિત્વની જ્યોતિ જવાળાઓ માની હર્ષના આંસુ વહેવરાવે છે. ઇ. સ. ૧૯૨૫માં ૨૬,૮૩૪,૮૩૮–એટલે અઢી કરોડથી વધારે વિધવાઓ હયાત હતી.' **અફસોસ !**

આઠમાં અધ્યાયનું મથાળું "Mother India" છે. સુયાણીનું વર્ણન કરતાં તે લખે છે કે "અસ્પર્શ જાતિની સ્ત્રીજ સુયાણીનું કામ કરે છે. જે વખત બચ્ચું જન્મવાનું હોય છે તે વખતે સુયાણીને સમાચાર પહોંચાડવામાં આવે છે. અગર જો તે સારા કપડાં પહેરી આવી હોય છે તો તે ઉતારી નાંખીને એકદમ જુનાં પુરાણાં કપડાં કે જે આજ કામકાજ માટે રાખી મુકવામાં આવ્યા હોય છે–જે અગાઉના પણ કોઇ બચ્ચાના જન્મ વખતે પણ પહેરવામાં આવ્યા હશે અને જેમાં કોણ જાણે કેટલાએ જંતુઓ હશે–તે પહેરી લે છે. એક નાની અંધારી કોટડીમાં સ્ત્રીને જમીન સુધી લટકતી સણની દોરીવાળા ખાટલામાં નાંખવામાં આવે છે, ઘરમાંના મેલા, ગંદા, ફાટેલા કપડાઓથી એનું બીછાનું બનાવવામાં આવે છે. આ કોટડીમાં સુયાણી પ્રવેશ કરે છે. અગર કોઇ જગ્યાએ દિવાલમાં છિદ્ર જણાય તો તે છાણથી બંધ કરી દે છે. આવી ગુંગળાટવાળી જગામાં તે એક ધુમાડાવાળી બત્તી કે જેના પર ચીમની સુધ્ધાં ના હોય–સળગાવે છે. અગર બચ્ચું જન્મવામાં

વાર હોય તો પોતાના ગંદા મેલા હાથ કે જે પર નખ પણ વધી ગયેલા હોય છે, તે સ્ત્રીના ગર્ભાશયમાં નાંખી નાંખીને અંદરના કોમળ અંગોને ત્રાસ દાયક રીતે ચુંથી નાંખે છે. કેટલીએ યુવતીઓ આવી **દાઇઓનો** કરપીણ રીતે ભોગ પણ થઈ ગઇ છે.”

ખરેખર આ વર્ણન હ્રદયભેદક છે—અમાનુષિક છે—કરૂણાપુર્ણ છે. આ બારામાં વધુમાં **મેયો** લખે છે કે :—

“હિન્દુઓ વિશ્વાસ પુર્વકમાને છે કે અગર કોઇ સ્ત્રી બચ્ચું થતાં પહેલાં મરી જાય તો તે (સ્ત્રી) ભુત બને છે અને એના પગો પાછળ હોય છે. એ એજ ઘરમાં અહીં તહીં ઘુમ્યા કરે છે. એથી કરી કોઇ સ્ત્રી મરણ અવસ્થામાં હોય તો સુયાણી એ ઘરને આવા ભુતથી બચાવવા માટે મરણ સન્મુખ પહોંચેલી ગરીબ બીચારી સ્ત્રીની આંખોમાં મરચાં ભરે છે જેથી એનો આત્મા અંધો થઇ જાય અને એને રસ્તો ના જડે. પછી એ બે લાંબા લાંબા લોઢાના ખીલા લે છે અને એ બીચારીના હાથોને પહોળા કરીને પ્રત્યેક હથેલીમાં ઇસ સાથે ખીલો જોરથી ઠોકી બેસાડે છે. (કેમ કે આ આખરી અવસ્થામાં એ સ્ત્રી પણ પોતાના દુર્ભાગ્યને જાણતી હોવાથી કંઈ પણ વિરોધ કર્યા શિવાય આનો સ્વીકાર કરે છે) એનો એવો અભિપ્રાય હોય છે કે આત્મા આ રીતે ઇસમાં દટાઈ જાય છે. હવે હાલી ચાલી ન શકવાથી ઘરવાળાઓને ત્રાસ નહીં આપી શકે. આ રીતે એ સ્ત્રી દીનભાવથી કરપીણ રીતે રીબાઈ રીબાઈ પરમાત્માનું નામ લેતી અને પોતાના પાછલા જન્મના ભયંકર પાપો કે જેના અંગે આ ભવમાં એને આવી ઘોર અમાનુષિક યાતનાઓ ભોગવવી પડી તેનું સ્મરણ કરતી કરતી જીવન સમાપ્તકરી દે છે.”

આ ઘટના એ એક એવી છે કે જેની **મહાત્મજીએ** કહ્યું છે તેમ ઘણાં ભારતવાસીઓને પણ ખબર ના હોય. અલબત સુયાણીઓથી થતી જુના રીવાજ મુજબની સુવાવડો તો ક્યારનીએ નાબુદ થઈ ગઇ છે, પણ પાછળ જે અત્યાચાર વર્ણવામાં આવ્યો તે જેટલો અઘોર છે–એટલોજ કંગાલ અને કરપીણ છે. શું ભારતવર્ષની આવી સ્થિતી હશે? એક **પરમાત્મા જાણે** અને બીજી **મેયો જાણે**!

**મેયો** લખે છે કે:—"ભારતવર્ષમાં જેટલાં જીવતાં બચ્ચાંઓ જન્મે છે તેમાંથી ૨૦ લાખ પ્રતિ વર્ષ મરી જાય છે. જન્મની પહેલાજ મહીનામાં સેંકડે ૪૦ ટકા બચ્ચાંઓનું મૃત્યુ થાય છે. ઘણાં બચ્ચાંઓ તો મરેલાંજ જન્મે છે. જેનું કારણ 'વિસ્ફોટક' તથા 'પરમીયો' છે"

નવમાં અધ્યાયમાં **મીસ મેયો** લખે છે કે:—"The Hindu peasent villager's wife will not leave her girl at home alone for the space of an hour, being practically sure that if she does so the child will be ruined."

"હિન્દુ ગામડીઆની સ્ત્રી પોતાની છોકરીને એક કલાક પણ ઘર પર એકલી છોડી જાય નહીં કારણ એને ખાત્રી હોય છે કે એમ કરવાથી છોકરીની ઇજ્જત બગડી જશે."

ક્યાં સ્વછંદી–વહી ગયેલી પાશ્ચાત્ય ઓરતો અને કયાં બીચારી નિર્દોષ–ભલી અને ભોળી કબુતર જેવી ગામડીઅન છોકરીઓ. જેનું કુમળું અને કુંવારૂ જીવન કુદરતની લીલોતરી વચ્ચે ઉછર્યું હોય

અને જેને ભરજોબનમાં પણ વિકારની વાસના સુદ્ધાંએ ના હોય એવી કુંવારી ગ્રામ્ય બાળાઓની નાલાયક ઉપેક્ષા કરતાં આ જાહેર અમેરીકન કુંવારીએ જરા પણ આંચકો ખાધો નથી. આનો જવાબ કોઇ લેખકની ઉગ્ર કલમ આપે તે કરતાં **મેયો**નો આત્મા પશ્ચાતાપથી પાછો આપે તે એને માટે વધારે ઇષ્ટ છે. બાકી આવા બુરા 'આક્ષેપો'નો પાપભાર બાંધી કુદરતના ક્રમથી **મેયો** જીવનની શાન્તિ તો ગુમાવશેજ.

ઉપલાં જુઠાણાંના સમર્થનમાં **મેયોએ** ભારતની પ્રચલીત પર્દાની પ્રથાનો આધાર બતાવી ઉપહાસ કર્યો છે. ભારતની ચાર કરોડ હીંદુ મુસલમાન સ્ત્રીઓ પર્દામાં કેદ છે. **મેયો** લખે છે કે એ એક પર્દાપાર્ટીમાં હાજર હતી અને એનું રોચક વર્ણ **'મધર ઇન્ડીઆ'**માં એણે આ મુજબ કર્યું છે.

"દિલ્હીના એક ઉચ્ચ અંગ્રેજ અધિકારીની પત્નિએ પોતાના બંગલામાં એક પર્દાપાર્ટીનો બંદોબસ્ત કર્યો. દિલ્હીના મોટા મોટા નાગરિકોની સ્ત્રીઓ પોતપોતાનો બુરખો નાંખી મુલ્યવાન વસ્ત્રાભુષણો ધારણ કરી મકાનમાં ભેગી થવા લાગી. આ અંગ્રેજ પત્નિને જાતે તે લોકોનું સ્વાગત કરવું પડતું હતું કારણ કે કોઇ પુરૂષને તે આ કામ માટે કેવી રીતે રોકી શકે? બધીઓએ અંદર આવી પોત પોતાના બુરખા ખીંટીઓ પર લટકાવી દીધા. ચાની તૈયારી થવા લાગી ત્યાં પણ ખાદ્ય પદાર્થો વહેંચવાનું કામ અંગ્રેજ પત્નિનેજ કરવું પડતું હતું. ફકત ત્યાં હાજર રહેલી અન્ય અંગ્રેજ મહિલાઓજ તેને એ કામમાં જોઇતી મદદ કરી રહી હતી. એટલામાં એવું થયું કે બ્હારના ખંડમાં કોઇ સ્ત્રી પુરૂષોનો આવવાનો મોટો ભારી ભારી અવાજ સંભળાવા લાગ્યો. આતિથ્ય કરવા વાળી અંગ્રેજ મહિલાના મુખ પર તો શરમની છાયા

તરવરી ઉઠી—અને ખંડની અંદર તો જાણે પ્રલય થઈ ગયો હોય એમ કોલાહલ મચી ગયો. પોતાના બુરખા સુધી પહોંચી ના શકે એટલે દુર હોવાના સબબથી હિન્દુસ્તાની સ્ત્રીઓ નાશી નાશી દરવાજા તરફ પીઠ કરી ખુણામાં છુપાઈ ગઇ—દબાઇ ગઇ. અંગ્રેજ મહિલાઓ એમની સ્થિતી સમજી ગઇ અને દરવાજાપર એબધીઓ પર્દા માફક ગોઠ-વાઇ ગઈ. એ બાદ પેલી અંગ્રેજ બાનુએ અંદર આવી કાંપતી ભારતીય સ્ત્રીઓને કહ્યું કે 'હું ઘણી દિલગીર છું—પણ હવે કંઇજ નથી. મ્હને માફ કરશો—હવે આપને ડરાવાવાળી કોઇ ઘટના નહીં બને' અને અમારી તરફ (મેયો તરફ) ફરી કહ્યું કે '**રૂઝવેલ્ટ**' મળવા આવ્યા હતા. એમને માલમ નહીં હતું કે અહીં આજ આ ધમાલ છે'. "

પર્દાનો રીવાજ અલબત હિન્દુસ્તાનમાં પ્રચલીત છે. અને કેટલીક વખત—તેમાંએ આ આગળ વધતા વૈજ્ઞાનીક જમાનામાં તો એ કઢંગો નીવડે છે. ધીરે ધીરે આ પ્રથા નાબુદ થતી જાય છે, અને ઘણી પરદાનશીન સ્ત્રીઓ હવે ઓઝલ શીવાય બહાર છુટથી હરે ફરે છે, પણ જેટલી જનતા મોટી—જેટલો રિવાજ ઉંડો તેટલો તેને નાબુદ કરતાં સમય પણ જોઇએજને ?

**મેયો**ની વાંતમાં અર્થ જણાતો નથી. પ્રથમ તો પર્દાનશીન બાનુઓ અંગ્રેજ સ્ત્રીઓ સાથે હળતી મળતીજ નથી. અગર મળ-વાનો જેઓને પ્રસંગ હોય તેઓ પર્દાજ રાખતી નથી. છતાં મળે અને પર્દા રાખે એવો એક કલાસ માની લઇએ કે હોય—તો તે જરૂરથી ઉચ્ચ કલાસજ હોય. તો તે કલાસમાં કેળવાએલી સ્ત્રીઓ એટલી બધી બે અક્કલ અને બ્હાવરી તો નાજ હોય કે કોઇનાં પગલાં અગર અવાજ સાંભળી રઘવાયી બની નાશ ભાગ કરી મુકે,

કાંપવા માંડે, બહુ તો શરમ પુર્વક–બુરખાના અભાવે માથાપરનો છેડો નીચે ખેંચી લઇ મ્હોં ઢાંકી દે. અને એ રીતે બુરખાની તાત્કાલીક ગરજ સારે–પોતાને રિવાજથી સંભાળી લે. **મેયોએ** મોટા મોટા ખાનદાન નાગરીકોની સ્ત્રીઓ જે રીતે વર્ણવી છે તેવું વર્ણન તો અમેરીકન હબસણોનુંજ હોય શકે. જે ૧૯૨૫ ની સાલમાં **મેયોએ** મુસાફરી કરી તે સાલમાં મોટા મોટા અંગ્રેજ અધિકારીઓ સાથે સબંધ રાખનારા ઉચ્ચ વર્ગના ગૃહસ્થોની કેળવાએલી સ્ત્રીઓ આટલે દરજ્જે **મેયોની** મજાકને લાયક હોય એ માનવા કરતાં **મેયોના** મુર્ખાઇ ભરેલા ટોળપર ટીખળ ના કરતાં હસી નાંખવું એજ વધુ સ્પષ્ટ છે.

**મેયો** 'મીસ' છે (એટલે કુવારીકા!) સ્ત્રી છે એટલે એ આદુંખાઇ અહીંની સ્ત્રીઓ પાછળ, સબમરીનની માફક ઠીક લાગી છે, એનું કંઇ કંઇ તો શીક્ષા લેવા જેવું પણ છે. તે લખે છે કેઃ–

"ભારત વર્ષમાં ૧૯૧૧ માં ૧૦૦૦ માંથી ૧૦ સ્ત્રીઓ ભણેલી હતી. ૧૯૨૧ માં ૧૦૦૦ માંથી ૧૮ ને અક્ષર જ્ઞાન હતું, અને ૧૯૨૫ માં આ સંખ્યા ૧૦૦૦ માં ૨૦ ની થઇ ગઇ." આ સંખ્યા સાંભળી ખરેજ દરેક ભારતવાસીને આ ભણતરના જમાનામા ઓછું આવ્યા વગર નાજ રહે. પોતાના પછાત રહેલા સ્ત્રી સમાજને જગતની આગળ વધી ગયેલી પ્રગતીમાન પ્રજાઓના સ્ત્રી સમાજ સાથે સમાનતાથી ઉભો રાખવા માટે તનતોડ પ્રયાસ કરવાની ચીવટભરી ઘણી મોટી જરૂર છે. બાકી એટલું પણ છે કે પશ્ચિમના વૈજ્ઞાનિક જમાના અને અંગ્રેજોના શાસનકાળ પુર્વે આ દેશની સ્ત્રીઓ કદાચ અક્ષરજ્ઞાનમાં અધુરી હશે પણ સંસારીક–વ્યહવારૂ જ્ઞાનમાં તો પારંગત જરૂરથી હતી. પણ આજે તો 'અક્ષરજ્ઞાન' નો

ભાષા—ભાષણ—અને દલીલોનો તો વ્યવસ્થીત જમાનો છે એટલે એને પહોંચી વળવા માટે 'અક્ષરજ્ઞાન' પણ દેશી સ્ત્રીઓએ જેમ બને તેમ સત્વરે જેટલું મેળવાય તેટલું મેળવી લેવાની ખાસ આવશ્યકતા છેજ.

**મીસ મેયો**નો દસમો અધ્યાય આપણે અહીંની 'સ્ત્રી શિક્ષાના અભાવ'ના રૂદનથી ભરપુર છે. સાચા પ્રેમપુર્ણ દિલથી અહીંની સ્ત્રીઓ માટે એણે એક સ્ત્રી તરીકે જેવો બળાપો કરવો જોઇએ એવો અગર કર્યો હોત તો ભારતની સ્ત્રી દુનીયાના આવતા ઇતિહાસમાં સ્ત્રીઓને પ્રાધાન્ય અને ગૌરવ અપાવનાર એક માનનીય વ્યક્તી તરીકે તેની અમર નામના હોત. બાકી એટલું તો જરૂર માનવાનું છે કે પુરૂષોએ હવે આ સદીમાં સ્ત્રીઓને દરેક આગળ વધતી પ્રવૃતીમાંથી બકાત રાખી શકાય એમ નથીજ. જેટલી પાછળ રાખવાનો પ્રયત્ન કરીશું–એટલોજ પસ્તાવો કરવો રહેશે–એટલીજ આપણામાં અપુર્ણતા રહેશે, અને આપણે ઘણા આગળ વધવાની દ્રષ્ટિએ એક દિશા આખી બાજુએ રાખી–ઘણા આગળ વધી ગયા પછી એ દિશાની ખોટ યાદ કરતાં ઘણા પાછળ પડેલા દેખાઇશું. અહીં **મેયો**નો બીજો ભાગ સમાપ્ત થાય છે.



# તૃતિય ભાગ.

——(:o:)——

બ્રાહ્મણના પ્રવેશથી **'મધર ઈન્ડીઆ'** નો ત્રીજો ભાગ શરૂ થાય છે, અને તેનું ચિત્ર એક **'અબ્રાહ્મણ'** દ્વારા **મીસ મેયોએ** આ મુજબ દોર્યું છે:—"પ્રાચિનકાળમાં પોતપોતાની મરજી અનુસાર લોકો જ્યારે જીવન વિતાવતા હતા, ત્યારે 'બ્રાહ્મણ' એકલોજ ભણવા લખવાનું કામ કરતો હતો. વિદ્યાનો લાભ લઈ પોતાની ચતુરાઈથી એણે ધર્મશાસ્ત્રોમાં ઘુસાડી દીધું કે બ્રાહ્મણજ જગતપર સૌથી શ્રેષ્ટ જાત છે, આ ઘટનાઓને યુગો થઈ ગયા. જુઠાં ધર્મશાસ્ત્રોના નામ હેઠળ તે બીજી મનાએલી હલકી જાતોને ભણવાથી વિમુખ રાખતો હતો. લોકો પણ એને પોતાને પરમેશ્વર માની પૂજવા લાગ્યા—એની આજ્ઞા સર્વમાન્ય ગણાવા લાગી. એણે પણ પોતાનું નામ **'ભૂદેવ'** (Earthly God) રાખી પાડયું. આ રીતે તે સંપુર્ણ ભારતવર્ષમાં દરેક વ્યકતીના આત્મા પર શાસન કરવા લાગ્યો, અને જ્યાં સુધી 'ઇંગ્લેન્ડ' અહીંની સર્વ જાતો માટે પોતાની 'સ્કુલ' નહીં લઈ આવેલું ત્યાં સુધી બ્રાહ્મણ વિરૂધ્ધ અવાજ કહાડવાની પણ કોઈની હિમ્મત ન્હોતી.

ભારતવર્ષમાં પ્રત્યેક હિન્દુ સરકાર કરતાંએ ઘણા વધારે **'કર'** 'બ્રાહ્મણ દેવતા'ને અર્પણ કરે છે. જન્મથી મરણ સુધી બ્રાહ્મણ દેવતાનું પેટ ઘેર બેઠા ભરવાનું પ્રત્યેક હીંદુ પોતાનું કર્તવ્ય સમજે છે. બચ્ચું પેદા થાય તો એ બ્રાહ્મણને કર આપવો પડે! નહીં તો તે સારૂં ઉછરે નહીં! સુતક સમાપ્ત થતાં પણ 'કર' આપવો પડે!

નામકરણ–સંસ્કાર થાય એટલે પાછો 'કર'! ત્રીજે મહિને **'મુંડન'** સંસ્કાર આવે એટલે વળી **'કર'**! અન્ન પ્રાશન વખતે **'કર'**! ચાલવાની શરૂઆત કરે ત્યાં 'કર'! એક વર્ષનું થાય એટલે 'જન્મ દિવસ' નિમિત્તે **'કર'**! ઉપનયન ( જનોઇ દેવાનું ) સંસ્કાર વખતે પણ **'કર'**! વિદ્યાભ્યાસના મુહુર્ત વખતે **'કર'**! સમૃદ્ધ ઘરોમાં વિદ્યાભ્યાસના પ્રારમ્ભ વખતે સોનાની કલમ વતી બ્રાહ્મણ છોકરાના હાથથી એએક અક્ષરો લખાવે અને પછી એ સોનાની કલમ બ્રાહ્મણ દેવતાને ભેટ ચડાવવી પડે!

જ્યારે છોકરી એક સાલની થાય છે, અથવા સાત કે નવ વર્ષની થાય છે અને છોકરો દોઢ અથવા બે વર્ષનો થાય છે કે સોળ વર્ષની નીચેની ઉમ્મરનો હોય છે ત્યારે કોઇ સમયમાં સગાઈ કરવામાં આવે છે ત્યારે તો બ્રાહ્મણને ભારે 'કર' આપવો પડે છે. પછી લગ્ન પ્રસંગે બ્રાહ્મણની ઝોળી ભરવી પડે છે. ગ્રહણ વખતે પણ બ્રાહ્મણ! બસ આ બ્રાહ્મણના કરનો વિધી જન્મથી તે મરણ સુધી ચાલુજ રહે છે. બ્રાહ્મણ પોતે આ સંસ્કારો કરાવવામાં–અને એ સંસ્કારો મનાવવામાં પોતાનો જન્મ સિધ્ધ હક્ક છે એમ માને છે. જે આ પ્રમાણે નથી વર્તતા તે રૌરવ નર્કમાં પડે છે. બ્રાહ્મણ એક આળસુ અને નકામો જીવ છે કે જે કોઇ પણ કામ માટે પોતાનો હાથપગ હલાવતો હોતો નથી. મદ્રાસ પ્રાંતમાંજ ફક્ત પંદર લાખ બ્રાહ્મણો છે કે જેઓનું પેટ ચાર કરોડ દશ લાખ અબ્રાહ્મણોજ પ્રતિદિન ભરે છે. એટલેજ જ્યાં સુધી અમે અમારૂં સંભાળી ના શકીએ ત્યાં સુધી તો અમારા માટે આ બ્રિટીશ શાસનજ ઠીક છે કે જે અમને ન્યાય અને શાન્તિ આપી રહેલ છે. અમારા પૈસા લે છે પણ થોડોક બદલો પણ આપે છે, અને અમને ઉઠવાને કંઈક તક પણ આપે છે. બાકી

આ પંદર લાખ કે જે અમારૂં આપેલું ખાઈ જીવી રહ્યા છે છતાં અમારી હવાથી જેઓ અભડાય જાય છે, અને અમારા સ્પર્શમાં તો તેઓ અત્યંત લાંછન અને અપવિત્રતા સમજી રહ્યા છે એમની તો હવે અમને જરૂર નથીજ.

આ ખરેખરજ અસ્પર્શ્યોનો હ્રદય સ્પર્શી આન્તરનાદ છે. આ સ્થિતી નીભાવી લેવાય એવીતો નથીજ. બ્રાહ્મણોની આ જો હુકમી આ વિસમી સદીમાં હવે વધુ નભે એમ નથીજ, અને હવે જો બ્રાહ્મણો પોતાના આ ભાઇબંધ હિતસ્વીઓથી અભડાયા કરી એમને દૂર રાખવાનો પ્રયત્ન કરશે તો વખતે એમનેજ દુર થઈ જવું પડે એવો પ્રસંગ પણ આવી પહોંચે. ગરીબ, શાંત અને અસ્પર્શ્ય છતાં એ ચુસ્ત હિન્દુઓને અપનાવ્યા શિવાય–એમની દાઝ અંતરમાં ઉંડી ધરી એમને પોતાના કરી લીધા શિવાય–સ્વરાજ્યની પોકળ વાતો વાહીયાત જેવીજ છે. અસ્પર્શ્યોને દુર રાખી હિન્દુ જાતી પોતાપરે શરમ ભરેલું કલંક વ્હોરી રહી છે. પ્રભુ હીંદુઓને સદ્‌બુદ્ધિ આપો.

ત્રીજા ભાગમાં અગીઆરમા અધ્યાયનો, **મેયો** ‘Less then men’ ‘મનુષ્યથી પણ:તુચ્છ‘ એ મથાળાથી પ્રારંભ કરે છેઃ–

“Surely if there be a mystery in India, it lies here—it lies in the Indian's inability any where under any circumstances, to accuse any man, any society, any nation of ‘race prejudice’ so long as he can be remained of the existance in India of 60,000,000 fellow Indians and whom he violently denies the common rights of man.”

"નિઃસંદેહ ભારત વર્ષમાં અગર કોઈ પણ રહસ્ય હોય તો તે આ છે કે કોઇપણ ભારતીય–કોઇપણ જગાએ–કોઇપણ અવસ્થામાં કોઈપણ વ્યકિતને–કોઈપણ સમાજને, કોઇપણ જાતીને, 'જાતી વિદ્વેષ' નો આરોપ નથી લગાડી શકતો કારણ કે એને યાદ આપવામાં આવે છે કે તે પોતે પોતાના દેશમાં ખુદ પોતાનાજ છ કરોડ ભાઇઓને મનુષ્યના કુદરતી અધિકારોથી જબરજસ્તીથી વંચીત રાખી રહયો હોય છે."

શું ભારત વાસીઓ આ વાતથી આંખ આડા કાન કરી શકે છે? આ એક એવું જબ્બર અને નગ્ન સત્ય નથી કે જે દરેક ભારતવાસી સમજી રહયો છે છતાંએ સ્હેજે તે પરત્વે ઉદાસીન રહ્યા કરે છે? જો થોડો ઘણો જાગેલો સમાજ આ પોકારના પ્રકરણનો સંતોષજનક નિવેડો જલ્દીજ નહીં લાવે તો સમાજને જરૂરથી આ ઘોર અન્યાયનું પ્રાયશ્ચિત કરવુંજ પડશે.

**મેયો** ભાગવત પુરાણનો દાખલો આપી કહે છે કે:—"જે બ્રાહ્મણની હત્યા કરે છે તે વિષ્ટા ખાનારો કીટ જન્મશે. અનેક જન્મો તે પશુયોનિમાં ગુજારી તે અછુત જાતિમાં ઉત્પન્ન થશે. અને ગાયના શરિર પર જેટલા વાળ છે તેથી ચારગણી વખત તે આંધળો થશે. હા! જો તે ચાલીશ હજાર બ્રાહ્મણોને ભોજન! આપે તો આ પાપમાંથી મુકત થઇ શકે છે: અગર બ્રાહ્મણ કોઇ ક્ષુદ્રને મારી નાંખે તો એ ફકત સો ગાયત્રીના જપ કરીનેજ પોતાનું પાપ ધોઈ શકે છે!!

અલબત્ત બ્રાહ્મણો પાછળના યુગો વિદ્વતા અને દિર્ઘદષ્ટિથી સાંચવી નથી શકયા–આ દેશને કુસંપ, આફત અને અધોગતીમાંથી

બચાવી નથી શક્યા, પરંતુ બ્રાહ્મણોની એકજ બાજુ ચીતરી **મેયો**એ પોતાની જાતનું અતિ સાંકડાપણું બતાવ્યું છે. ભોજનપ્રિય બ્રાહ્મણોનો છેલ્લા કાળનો ઇતિહાસ અને વર્તમાન સમુદાય બાદ કરતાં કર્મ-કાંડ કરવાવાળા બ્રાહ્મણોનાં તપ, તેજ અને ત્યાગ એટલાં ઉગ્ર અને અનન્ય હતાં કે તે વખતના અન્ય ધર્મોના સંચાલકો કરતાં સ્પર્ધામાં તેઓ અદ્વિતીય પુરવાર થતા. તપસ્વી બ્રાહ્મણોનો સનાતનકાળ એટલો પવિત્ર અને વ્યવહારૂ છતાં સ્વચ્છ હતો કે આજકાલના અર્થની ભયાનક તૃષ્ણાથી વિમુખ એવા એ પરમ શાન્તિ અને સંતોષના જમાનામાં એક સૌમ્ય બ્રાહ્મણનું આશિર્વચન એ એક અદ્‌ભુત ભાગ્ય સમજાતું. એક સાત્વીક બ્રાહ્મણનું નિસ્પૃહી હાસ્ય ઝીલવામાં મનુષ્ય મુગ્ધ થઇ જતો. શુદ્ધ લોહીના બ્રહ્મચારી બ્રાહ્મ-ણનાં તપોબળ અને પ્રતાપ, સમર્થ રાજાઓનાં સિંહાસનો સુધ્ધાંને ડારતાં. આવા બ્રાહ્મણોને ચરણે રાજાધિરાજો નમતા, અને નમેલા રાજાઓને ચુમી બ્રાહ્મણો તેમના ધર્મ, નિતી અને સમાજનું જતન કરી રક્ષણ કરતા. બ્રાહ્મણોનાં ગૌરવ અને સત્તાનાં પાનાં ઉકેલતાં નવા ઇતિહાસો રચાય એ કરતાં કુદરતનાં પરિવર્તનશાળી ચક્રમાં આવી જઇ પીસાઇ ગયેલા 'બ્રાહ્મણવંશ' ને જનસમુદાયની સામાન્ય અક્કલની ચર્ચાના વિષય તરિકે રહેવા દઈ આગળ વધવું એ વધુ ઇષ્ટ છે.

**મીસ મેયો** લખે છે:—"ભારતમાં એવા ભીખ માંગનારાઓ પણ મોજુદ છે કે જેઓ ભીખના ફેંકેલા પૈસાને જ્યાં સુધી ભીખ આપનારો એમની આંખ આગળથી પસાર નથી થઇ જતો ત્યાં સુધી હાથ લગાવી શકતા નથી. ભીખ આપનારાઓનાં દેખતાં જો એ પૈસો લેવામાં આવે તો તેઓ (ભીખ આપનારાઓ) અપવિત્ર થઇ જાય છે એમ તેમની માન્યતા છે. આવો કોઈ અસ્પર્શ્ય માણસ જો રસ્તાની બાજુમાં આવી ચઢે તો તેણે કાળજી રાખવી

જોઇએ કે તેનાથી ચોપાસ ૨૦૦ ગજ દુર સુધી કોઈ બ્રાહ્મણ તો નથીને?. અગર એટલામાં કોઇ બ્રાહ્મણ આવી ચઢે તો તે પેલા 'અછુત' ને જોઈ ઉભો રહી જાય છે. અને જોરથી શોર કરવા મંડી જાય છે. અછુત પણ એને દેખી એકદમ નાસી જઇ દુર જતો રહે છે, અને 'અપવિત્રતાની હદ' ( Pollution distance ) સુધી પહોંચી ગયા બાદ પ્રાર્થના કરે છે કે "હું ૨૦૦ ગજ દુર આવી ગયો છું, આપ મહેરબાની કરી પસાર થઇ શકો છો." **ડુબીઓસ** નામના એક લેખકે "Hindu manners, customs and ceremonies." નામના પુસ્તકમાં લખ્યું છે કે અગર કોઇ **નાયર** જાતિના માણસને તેની યાત્રાના દિવસો દરમ્યાન કોઇ **પરિયા** જાતિનો (અસ્પર્શ્ય) માણસ રસ્તામાં મળી જાય તો તેને છાતીમાં છરો મારી એને એમ મળવાના અપરાધ બદલ સજા કરવાનો અધિકાર હતો."

**મીસ મેયોનું** કહેવું છે કે સમાજના આવા પ્રકારના અતિ ઘૃણીત વ્યવહારોને લીધે આવી કફોડી રીતે ત્યજાએલાં લગભગ ૪૫-લાખ કમનશિબોએ ચોરી-લુંટફાટ વીગેરે નીચ ધંધાઓનો પ્રારંભ કર્યો અને આજે હવે આ લોકો સમાજની મનુષ્ય ગણનામાં 'સરકારી રેકૉર્ડ' પર 'ક્રિમિનલ ટ્રાઇબ્સ' (ગુન્હો કરનારી જાતો) તરિકે ગણાય છે-નામચિન છે.

બારમા અધ્યાયનું મથાળું છે,—'Behold a Light.' મી. મોન્ટેગ્યુને મદ્રાસના 'અછુતો' તરફથી જે અભિનંદન પત્ર આપવામાં આવ્યું હતું એમાંથી મીસ મેયોએ નીચેનો ઉતારો આપ્યો છે:—"Madras Presidency Outcaste's Association deprecates political change and desires only

to be saved from the Brahman, whose motive in seeking greater share in the Government is that of the cobra seeking the charge of a young frcg." "મદ્રાસ પ્રાંતની અછુતોની આ સભા ભારતમાં રાજનૈતિક પરિવર્તન નથી ઇચ્છતી, અને ફક્ત બ્રાહ્મણોથી પોતે બચવા માગે છે, કારણ કે સરકારી શાસનમાં વધુ પડતો ભાગ લેવાની બ્રાહ્મણોની ઇચ્છા જેમ એક ફણીધર નાગ દેડકાની રખેવાળી કરવાની ઇચ્છા કરે એ બરાબર છે."

એક બીજા અભિનંદન પત્રમાં લખવામાં આવ્યું હતું કે :— "We need not say that we strongly opposed to Home Rule. We shall fight to the last drop of our blood any attempt to transfer the seat of authority in this country from British hands to so-called 'High Caste Hindus' who have ill-treated us in the past and would do so again but for the protection of the British Law. Even as it is, our claims, nay our very existance is ignored by the Hindus, and how will they promote our interests if the administration passes into their hands."

"અમને આ કહેવાની આવશ્યકતા નથી કે અમે સ્વરાજ્યની અત્યંત વિરૂદ્ધ છીએ. જ્યાં સુધી અમારા શરિરમાં લોહીનું એક બિન્દુ હશે ત્યાં સુધી અમો ઉચ્ચ જાતિના હિંદુઓના હાથોમાં રાજશકિત જવાના પ્રયત્નની વિરૂદ્ધ સખ્ત રીતે લડીશું, ભૂતકાળમાં એઓએ અમારી સાથે બુરો વ્યવહાર કર્યો છે, અને કદાચ બ્રિટિશ

કાનુન ના રહે, તો તો તેઓ અમારી સાથે એવોજ વ્યહવાર ફરી શરૂ કરશે. હમણાંએ અમારા હક્કો—અરે અમારી ખુદ હસ્તીનો પણ હિન્દુઓ સ્વીકાર નથી કરતાં, તો કદાચ **રાજ્ય શાસન** એમના હાથમાં આવે તો અમારા હક્કો અને સ્વાર્થોની રક્ષા તેઓ શું કરશે?"

અસ્પૃશ્યોના આવા કકલાણવાળા આંતર ધ્વનીમાંથી એમનો ખુદ હિંદુ જાતિ—પોતાને ઉચ્ચ માની બેઠેલ **ઉચ્ચ જાતિ** પ્રત્યેનો તિરસ્કાર-ભર્યો પ્રચંડ પડઘો પોકારી ઉઠે છે. ખુદ એમની હસ્તી પણ નકારવા સુધીની સ્થિતી સમસ્ત હિંદુ જાતિ માટે જેટલી અમાનુષિક છે તેટલીજ ઘોર શરમપૂર્ણ છે. હિંદુ જાતિના એક આખા અંગમાંથી અસ્પૃશ્યોને એક બગડેલો અવયવ ગણી સ્વચ્છ કરી સુધારી લેવા કરતાં સડેલો ગણી દૂર કરી નાંખવામાં આવશે તો અખંડ શરિરનું એક અંગ વિના કારણ જાતિની આપખુદી અને બેહુદી મુર્ખાઈના કારણે સદા માટે અલગ થઇ જશે, અને એમ અવયવ ભંગ થતાં બેડોળ લાગતાં શરિરની માફક શરમ અને પસ્તાવાનો પાર રહેશે નહીં, કે જે પસ્તાવો કદાચ ઘણો અસુરો હશે. સમસ્ત સમાજ છીન્નભિન્ન, અસ્તવ્યસ્ત કરી નાંખે એવી દારૂણ સડેલી પ્રથાઓના પુંછડાંઓને જડતા, પ્રમાદ અને મિથ્યાવાદથી પકડી બેઠેલાઓ—પોતાને વધુ અકકલવાળા માનનારાં દંભી **ધર્માંધો,** આ હૃદયશાપિત દારૂણ આર્તનાદોમાંથી પણ તાત્કાલ બોધપાઠ નહિ ગ્રહણ કરે, તો અછુતોના ધુંધવાઇ રહેલા રોષનો જ્વાળામુખી અચાનક રેલાતાં જાતિ શ્રેષ્ઠતાના ઘમંડોને રોળી નાંખશે—કે અસ્પૃશ્યોનો આખો સંઘ ટમટમી રહેલા સહુકાઇભર્યા શાણા **ઈસાઈ** કે **ઇસ્લામ પંથમાં ભળી જશે**—અને પોકળ જાતિ ઉચ્ચતાને પોતાની અનિચ્છીત દુર્દશાનું સંગીન કારણ માની હિંદુ જાતિના ઉચ્છેદના તમામ સાધનો સહીત જાતિ ઉચ્ચતાના શીરને ઠોકરેથી ઉડાવતા તેઓ આગળ વધશે, અને પછી

એમની પાછી મીલાવટ ઘણી મોંઘી હશે તે કરતાં વધુ અસંભવિત થઇ જશે. હિંદુ જાતિ પ્રત્યે અતિ ક્રુદ્ધ છતાં **રામ કૃષ્ણ**ના જાપ કરનારા આ હિંદુ અછુત ભાઇઓની હિંદુ ધર્મ પ્રત્યેની અખુટ શ્રદ્ધા અને અને સદબુદ્ધિ પરમાત્મા અખંડ અને નિર્મળ રાખો, અને ઘોર દંભી, ધર્માંધ અને જડ હીંદુઓનો વિનાશ અને અચેતન પ્રમાદ સત્વરે દૂર કરી જાતિ સંગઠનની સબળ કાર્યસિધ્ધી અર્પો.

આગળ વધી **'પ્રિન્સ ઑફ વેલ્સ'**ના સ્વાગતનું વર્ણન **મેયો** આમ કરે છે :—"મુંબઈમાં **પ્રિન્સનું** કોઈ અલૌકિક **સ્વાગત** થયું. **પ્રિન્સ**ની મોટર આસ્તે આસ્તે પસાર થઇ રહી હતી—પોલીસો **પ્રિન્સ**ની મોટરને પોતાના ઘેરાવા વચ્ચે ચલાવી લઈ જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, પરંતુ સઘળું વ્યર્થ હતું, કારણ લોકોના ટોળાં ધસી આંવ્યા અને મોટરની કીનારીઓ પકડી જોરશોરથી રાજકુમારના જય ઘોષથી દીશાઓ ગજવી મુકી. આ સ્થિતીમાં મોટર સ્ટેશને પહોંચી. રાજકુમાર સ્ટેશન પર ચાલ્યા ગયા, ઘણીજ મુસ્કેલીથી લોકોનાં ટોળાંઓને અટકાવવામાં આવ્યા હતાં. ગાડી ઉપડવાને ફકત ત્રણજ મિનિટો બાકી હતી એટલે રાજકુમારે ફાટક ઉઘાડી નાંખવાનો હુકમ કર્યો કે જેથી જનતા એમનાં દર્શનાર્થે અંદર આવી શકે. એમ થતાં તો ધસમસી રહેલી નદીની પ્રલયકારી રેલની માફક અસંખ્ય જનસમુદાય ધસી આવ્યો. તેઓ હસતા કુદતા હતા—જય ઘોષણાઓ કરતા હતા અને હર્ષાશ્રુ વહાવતા હતા જ્યારે ગાડી ઉપડી ત્યારે તેઓ સાથે સાથે દોડવા લાગ્યા અને જ્યાં સુધી ગાડી તેમની નજર બહાર ન ગઇ ત્યાં સુધી તેઓ ઘર તરફ પાછા ના ફર્યા."

સફાઇદાર 'જાુઠ' તે આનું નામ જે દિવસોમાં અસહકારનો ઉછળતો જુવાળ કાસ્મીરથી છેક કન્યાકુમારી સુધી ફેલાઈ ગયો

હતો અને જેની દરેક દિવસે વધતી જતી ભરતીમાંથી અસહયોગના પ્રચંડ મોજાંના ધસારા બ્રિટિશ મુત્સદીઓની તદબીર–નૌકાને હચમચાવી મુકી શાસન અને સ્વરક્ષણ માટે ફિકરમંદ બનાવી રહ્યા હતા, તે દિવસોમાં **પ્રિન્સનું** હિન્દના કીનારે ઉતરવું તદન અતડું, એકલવાયું અને માન રહીતજ હતું. ચોગરદમ હડતાલો હતી–બજારો બંધ હતા--શહેરો સ્મશાન વત્ હતાં, ફક્ત સરકારી આશ્રીતોના ઘેરા અને માનપાન વચ્ચે **પ્રિન્સ** પસાર થયા હતા, અને એઓજ એમનો જયઘોષ કરતા હતા. **મહાત્માજીનો** જયકાર ચોગરદમ હવામાં પથરાઇ રહયો હતો. પ્રિન્સના સ્વાગતનો અર્થ **મેયોએ** ઠીકજ કર્યો છે. **મેયોની** કલ્પનામાંથી જન્મેલું ભારત કંઇ ઓરજ છે.

'**મધર ઈન્ડીઆ**' ના ૧૩ માં અધ્યાયનું મથાળું:– '**Give' Me Office, or Give Me Death**' મ્હને યાતો નોકરી આપો કે મોત આપો.' એમ છે. હિંદનાં પ્રચલિત શિક્ષણ અને તેનાં નિષ્ફળ પરીણામો પર એણે આ અધ્યાયમાં લખ્યું છે. લખાણ મજેદાર બનાવ્યું છે. એ લખે છે કે એક નવયુવકે કહ્યું કે હું બી. એ. છું, મ્હને ડીગ્રી મળે બે વર્ષ થઇ ગયાં, પરંતુ અત્યાર સુધી મ્હને કોઇ સારી નોકરી નથી મળી. મ્હારો ભાઇ મને ખાવા આપે છે. એ પોતે બી. એ. નથી, એટલે મ્હારી સ્થિતી નીભાવવા માટે મ્હને જે વેતનની જરૂર હું માનું છું, એનાથી ત્રીજા ભાગની મળતરમાં એને પરમ સંતોષ છે.' પછી આગળ લખે છે:— "**A man may and does write after his name B. A. Plucked' and 'B. A. Failed' without exciting the mirth of his public. The terms are actually used in common parlance as if in themselves**

title, like **M. A.** or **Ph. D. As**, see the 15th **Report** of the Society for the Improvement of the Backward classes, Bengal and Assam (1925) P. 12; 'The school...is now under an enthusiastic B A. plucked teacher" "લોકો પોતાના નામ સાથે 'બી. એ. પ્લકડ.' અથવા 'બી. એ. ફેઇલ્ડ.' લખે છે, અને આ વાંચી કોઇને હાંસી કે હસવું આવતું નથી. આ શબ્દોનો ભાષામાં ઉપયોગ એવી રીતે કરવામાં આવે છે કે જાણે આ પણ એક **એમ. એ.** અગર **પી. એચ. ડી.** ની માફક ડિગ્રીઓ ના હોય! ૧૯૨૫ માં બંગાલ તથા આસામની પછાત જાતિઓની ઉદ્ધારક સોસાયટીના ૧૫ મા રિપોર્ટના ૧૨ મા પાના પર લખ્યું છે કે:—સ્કુલ એક ઉત્સાહી બી. એ. ફેઇલ્ડ (નાપાસ ગ્રેજ્યુએટ) અધ્યાપકની દેખરેખ નીચે ચાલી રહી છે."

પછી આગળ લખે છે કે:—"એક અમેરીકને કોઇ ભારતીય યુવકને પુછયું કે જ્યાં ત્હમારા લોકોની જરૂર નથી ત્યાં શા માટે ત્હમો ઘુસી આવો છો? પછી જો તમને કહેવામાં આવે છે કે કોઇ નોકરી નથી તો ખોટું લગાડો છો. એ શું સંભવિત છે કે ત્હમારામાંના દરેકનેજ સરકારી ઑફીસોમાં કારકુની મળી શકે? ત્હમે ત્હમારા ગામ કેમ જઈ નથી વસતા? ત્યાં જઇ એક નિશાળ ખોલો, ખેતી કરો, ગામના સ્વાસ્થને સુધારવાનો પ્રયત્ન કરો, અને વિદ્યાધ્યયન કરી ત્હમે જે કંઇ મેળવ્યું છે એનો લાભ ત્હમારા ગ્રામ્ય ભાઇઓને પણ આપો. શું આવું કોઇ થોડું કામ કરીને ત્હમો ગુજરાન નથી મેળવી શકતા કે જેથી આમ હાડમાર થઈ રહ્યા છો? પેલા યુવકે જવાબ દીધો:–'એ બધું ઠીક છે પણ આ બધું કામ

મ્હારા દરજ્જાને અણછાજતું છે એ આપ વિસરી જાઓ છો. હું તો **બી. એ.** છું. અગર આપ મ્હને જો નોકરી નહીં આપો તો હું આત્મઘાત કરીશ' અને ખરેખર નોકરી ન મળવાના સબબે એ ડીગ્રીધારી યુવકે આપઘાત કર્યો છે."

**મેયો**ની આ ચુટકી જેટલી મજાક પુર્ણ છે, એટલીજ ગંભીર અર્થપુર્ણ અને કરૂણાપાત્ર છે. પણ **મેયો** પોતે ભુલી જાય છે કે ભારતીય ગ્રેજ્યુએટોની આ કંગાલ કમનશીબીના કારણ ભુત ભારતના વર્તમાન શાસકો છે. જે વ્યર્થ મોજશોખના ચેપી સાધનો વચ્ચેથી આજનો વિદ્યાર્થી વર્ગ આગળ વધતો વધતો કોલેજના ભવ્ય ઝેરી વાતાવરણમાં પ્રવેશે છે—અને જે ખર્ચાળ પદ્ધતિઓમાંથી એ અસ્વાભાવિક ટેવો લિણી લઈ ઉછરતી જીંદગીને નીરાધાર અને પરમ પરતંત્ર બનાવી મુકનારા અખતરાઓથી રીઢી બનાવી દે છે, એવી આજની અધમ શિક્ષા પ્રણાલીનું પરિણામ આવા નવજુવાનોના આપઘાત શીવાય બીજું શું હોઈ પણ શકે? વર્તમાન શિક્ષા પ્રણાલીનું મુળ ચોપનાર **લોર્ડ મેકોલે**એ ૨ જી ફેબ્રુઆરી ૧૮૩૫ માં પોતાની 'શિક્ષા સમિતિ' નો જે રીપોર્ટ લખ્યો હતો તેમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યું હતું કેઃ—"We must at present do our best to form a class, who may be interpreters between us and the millions whom we govern; a class of persons, Indians in blood and colour, but English in taste, in opinions, in morals and in intellects." અર્થાત, "આપણે આ સમયે એવા લોકો પેદા કરવાની એવી સખ્ત કોશીશ કરવી જોઈએ કે જેઓ પર આપણે રાજ્ય કરવું છે એવા લાખો અશિક્ષીત ભારતવાસીઓ અને આપણી વચ્ચે તેઓ દુભાષિયાઓનું કામ કરે. જેઓ ફક્ત ચામડી

અને રંગથી હિન્દી હોય પણ બાકી તમામ વાતોમાં અંગ્રેજ હોય, આવા લોકો ઉત્પન્ન કરવા માટે ભારતમાં વિશ્વ વિદ્યાલયોનાં કારખાનાંઓ ખોલવામાં આવ્યાં, અને તેમાંથી નીકળતા બીબાંરૂપ આજના બીચારા **ગ્રેજ્યુએટો !** ભાઈશ્રી **મેકોલેની** કલ્પનાનો ઘોર ભોગ થઈ પડયા. બ્રિટિશરોને તેમને સહાયક નીવડનારા દુભાષીઆઓ જોઈએ તે કરતાં વધુ પ્રમાણમાં ઉભરાતા થઈ ગયા—એટલે આ તંત્રને જેટલી જરૂર હતી તેટલા જડાઈ ગયા, પછી બાકી વધી પડેલા અટવાવા લાગ્યા. તંત્ર પુરતીજ જરૂરી લાયકાત મેળવી બહાર પડેલા આ નિરાધાર બેભાન વિદ્વાનો કશીજ ગમ વગર **નાણું—મગજ-શક્તિ** અને **ઉમ્મર** આ મૃગજળવત મિથ્યા કેળવણી પાછળ ખર્ચી નાંખવા બદલ અફસોસ કરતા અને અર્ધું જીવન એળે ગુમાવી નાંખ્યાના પીડિત વિચારથી દુઃખી થતા બેફામપણે ચોગરદમ તુચ્છ આજીવિકા મેળવવા માટે સ્વમાન ગુમાવી ફોગટ તરફડીઆં મારવા મંડયા, અને તેમ છતાંએ આજીવિકા ન મળતાં આપઘાત કરવા મંડયા. પરરાષ્ટ્રીય કેળવણીમાંથી નિપજતો આવો કરપીણ ફેજ ભારતના પરાધીન કેળવાએલા યુવકો માટે જેટલો ગ્લાનીપૂર્ણ છે તેથી વધુ તો આ કેળવણીના ઉત્પાદકો—સંચાલકો અને સહાયકો માટે ઘોર લજ્જા સ્પદ છે—અત્યંત દ્રોહ પૂર્ણ છે.

ખેડુત—સુથાર—લુહાર—મોચી કે મજુર બનવાની સ્વતંત્ર ભાવના પોષી હવે હિન્દી વિદ્યાર્થીઓ આ બોજવાળી ખર્ચાળ અને અર્થહીન કેળવણીનો ચેપી મોહ હજુએ શું નહીં છોડે? પરતંત્ર આબોહવા અને જીવનની તમામ પરાધીન અવસ્થાઓમાં ખેતી અને હાથ ઉદ્યોગનું જતન કરી સ્વમાનની સમસ્યાઓ સાચવી લઈ જીવનમાં સ્વતંત્ર સંતોષ ના મેળવી શકે? ગ્રેજ્યુએટ થવા મથતા બંધુઓ હજુએ આંખો ખોલી ચેતશે ? કે આત્માજ મરી ગયો છે !

જડ બની ઘસાઇ ગયેલા પ્રાણમાં આત્મગૌરવની ઝંખનાજ પેદા થતી નથી.

**મેયો** વળી થોડુંક પ્રતિકુળ પણ લખે છે :—"Government, they repeat, sustains the University, Government is responsible for its existence. What does is mean by accepting our fees for educating us and then not giving us the only thing we want education for! Cursed be tl e Government! Come, let us drive it out and make places for ourselves and our friends."

નોકરી ન મળવાથી હતાશ બની ગયેલા યુવકો કહે છે કે સરકાર વિશ્વવિદ્યાલયો ચલાવે છે, તો સરકાર એની હસ્તી માટે જોખમદાર પણ છે. આની મતલબ શું કે સરકાર અમારી પાસેથી ફી લઈ અમને શિક્ષીત તો કરે છે, પણ પછી જે નોકરીઓ માટે અમો કેળવણી ગ્રહણ કરીએ છીએ એનાથી તો અમને એ દુર રાખે છે ! સરકાર પર અમારો શ્રાપ પડો. આવો, સરકારને હાંકી કહાડી આપણે આપણા પોતાના માટે અને આપણા મિત્રો માટે સ્થાન પેદા કરી લઇએ." .

કેળવણીનું આવું દુપણ ભરેલુ બિપણ દસ્ય ચીતરી અને કારકુનોનાં જડ ખોખાંઓનું ચીત્ર દોરી **મેયો** એમ તો કહેવા નથી માંગતીને કે આવા કેળવાએલા નવયુવાનોદ્વારા હિંદ સ્વરાજ્યની આશા રાખે છે ? જો આજ અર્થ નીકળતો હોય તો **મેયોએ** સત્વરે નોંધ લેવી જોઇએ કે સ્વરાજ્યની ધુંસરી જે નવયુવકો પોતાની કાંધ પર ઉઠાવી

રહ્યા છે તેઓ નોકરીઓને ઠોકરે ઉશડનારા સ્વમાન ને ગૌરવવાળા પ્રતાપી પુરૂષો છે. સ્વરાજ્યનું આંદોલન એ ફક્ત '**જન્મસિદ્ધ અધિકારોની લડાઈ**' છે, '**તુચ્છ નોકરીઓની માંગ**' નહીં.

હિંદ સ્વરાજ્ય મેળવે ત્યાં સુધી **મેયો** અગર જો જીવતી હશે તો તેને જરૂરથી સમજાશે કે સ્વરાજ્ય પાછળ ઝઝુમનારાઓ તો કોઈ ઓર નક્કર ધાતુના બનેલા હતા.

"Why is Light Denied?" પ્રકાશ શા માટે રોકવામાં આવ્યો છે? "શિક્ષાના અભાવનાં કારણો એ આ ૧૫ મા અધ્યાયનો વિષય છે. **મેયો** આ અધ્યાયથી પૂરવાર કરવા માંગે છે, કે આ અભાવ માટે તહમારો પોતાનો દોષ છે, સરકારનો નહીં. એની સરકાર માટેની વકીલાત જુઓ :—'શાસ્ત્રોની આજ્ઞા હોવાથી સ્ત્રીઓ તથા અછુતોને તો ખુદ ભારતવાસીઓ પોતેજ શિક્ષીત નથી થવા દેતા.' બ્રિટીશ ભારતમાં અશિક્ષીત સ્ત્રીઓની સંખ્યા ૧૨૧,૦૦૦,૦૦૦ તથા અશિક્ષીત અછુત પુરૂષોની સંખ્યા ૨૮,૫૦૦,૦૦૦ ની છે. આ રીતે એકંદરે **૧૪૯,૫૦૦,૦૦૦** ને તો ભારતવાસીઓએ શાસ્ત્રોના કાનુનોના આધારે કેળવણીથી વંચિત રાખ્યા છે. ભારતની કુલ જન સંખ્યા ૩૧૯,૦૦૦,૦૦૦ છે પરંતુ આમાંથી ૨૪૭,૦૦૦,૦૦૦ બ્રિટીશ ભારતમાંજ રહે છે બાકીના લોક દેશી રીયાસતોમાં રહેવાવાળા છે. અર્થાત સાડી ચાલીસ કરોડમાંથી લગભગ પંદર કરોડ સ્ત્રી પુરૂષોને તો ભારતવાસીઓ ખુદજ લખવા વાચવા નથી દેવા ઇચ્છતા. આ સંખ્યા આશરે સેંકડે ૬૦.૫૩ થવા જાય છે, બાકી રહ્યા ૩૯.૪૭. ભારતવર્ષમાં સેંકડે ૯૦ ટકા લોકો 'ગામડાઓ' માં રહેવાવાળા છે. ભારતમાં પાંચ લાખ ગામો છે, આટલા ગામોમાં શીખવવા કેટલા શિક્ષકો જોઇએ? પરંતુ જ્યારે હિંદુ શિક્ષકોને ગામોમાં શીખવવા

જવાનું કહેવામાં આવે છે, ત્યારે તેઓ ના પાડે છે, કારણ કે તેઓને શહેરમાં નોકરીઓ જોઇએ છે.

**મેયોની** વકીલાત ખરેખર પ્રશંશનિય છે. સ્ત્રીઓ અને અછૂતોને અલબત્ત કેળવણી જોઇએ તેટલા પ્રમાણમાં મળી નથી, પણ એમાં સરકાર શું દોષપાત્ર નથી ? આજકાલ જ્યારે જનતા સામાજીક સુધારાઓ માટે અતિ તત્પર રહે છે ત્યારે એને સરકાર તરફથી શું સહાયતા મળે છે ? આ સમયમાં ભારતની પ્રત્યેક વ્યકિતની શિક્ષા માટે કુલ ચાર આના ! પ્રતિ વર્ષ ખર્ચ કરવામાં આવેછે. અમેરિકાના પ્રસિદ્ધ સમાજશાસ્ત્રજ્ઞ મી. **આલસ્વર્થ રોસ** લખે છે કે અમેરિકાએ **૨૫** વર્ષ **ફિલિપાઇન્સ** પર હુકુમત ચલાવી પણ આ અરસામાં ત્યાંની જનતાનો દશમો ભાગ સ્કુલમાં જતો થયો છે, જ્યારે ભારતમાં અંગ્રેજોના આટલા સમયના શાસન બાદ પણ જનતાના કુલ ત્રીસમાં ભાગને ફકત સ્કુલની હજુ તો હવાજ લાગી છે! અંગ્રેજોનાં આવ્યા પુર્વે ભારતના પ્રત્યેક ગામમાં એક સ્કુલ હતી. બ્રિટીશ ભારતમાં લગભગ ૫ લાખ ૮૮ શહેરો તથા ગામો છે, એમાં કેવળ ૨૧૯૧૩૧ કેળવણી માટેની સંસ્થાઓ છે જેમાં ૧૬૮૦૧૩ તો પ્રાથમિક શિક્ષણાલયો છે. કેળવણી સંબંધી આ હકીકત છે. જોત જોતામાં જાપાને કેળવણી બાબતમાં જે ઉન્નતી કરી તે ખરેજ પ્રશંશનીય છે. ૧૯૧૮ માં ત્યાં કેવળ ૪ વિશ્વ વિદ્યાલય હતાં પરંતુ ૧૯૨૩ માં ૩૧ થઇ ગયાં! ૧૯૧૮ માં વિશ્વ વિદ્યાલયોમાં શીખતા વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦૪૩ હતી જે ૧૯૨૨ માં ૨૬૨૦૮ થઇ ગઇ!

સરકારની સહાયતા શિવાય પંજાબ અને યુક્ત પ્રાંતોમાં કેવળ **૨૬૨ કન્યા પાઠશાળાઓ** તો ફકત ત્યાંની **આર્ય સમાજની** મદદ પર નભી રહી છે, અગર સરકાર મદદ કરે તો શું ના થાય ?

**મેયો** આગળ લખે છે કે:–" On account of social obstacles and dangers, it is practically impossible for women to teach in villages, unless they are accompanied by their husbands."

"સામાજીક બંધનો તથા ડરના કારણથી કોઈ સ્ત્રી જ્યાં સુધી એનો પતિ એની સાથે ના હોય ત્યાં સુધી ગામડાંઓમાં જઈ કેળવણી આપી શકતી નથી.'

એક અમેરીકન સ્ત્રીએ **મીસ મેયોને** કહ્યું કે:–" No Indian girl can go alone to teach in rural districts. If she does, she is ruined. It is disheartening to know that not one of the young women that you see running about this compass, between class room and class room, can be used on the great job of educating India. Not one will go out into the village to answer the Abysmal need of the country. Not one dare risk what awaits her there, for it is no risk, but a certainty. And yet these people cry out to be given self Government!"

"કોઈ પણ હિન્દી છોકરી ગામડાઓમાં શીખવવા નથી જઈ શકતી. અગર જો તે જાય તો તેનો સર્વ નાશ થાય. આ જાણીને કેટલી નીરાશા થાય છે કે આ સ્કુલ સામે રમતી દેખાતી છોકરીઓમાંથી એકને પણ ભારતીય શિક્ષાના મહાન કાર્યપર નહીં લગાડી શકવામાં આવે. દેશની આ મહાન આવશ્યકતાને પૂર્ણ કરવા આમાંથી એક પણ છોકરી ગામડાઓમાં નહીં જઈ શકે ! જાય તો

શું થાય એ કાયદો ઉકેલવા કોઇ પણ એક છોકરી હજુ સુધી સાહસ નથી કરતી, કારણ એમની એવી માન્યતા બંધાઈ ગઇ છે કે એ સાહસ નથી પણ નિશ્ચીત પરિણામજ છે. આવી કંગાલ મનોદશા છતાંએ આ લોકો સ્વરાજ્ય સ્વરાજ્યના નિર્માલ્ય બખાળા કરી રહ્યા છે!"

**મેયો** આગળ લખે છે કેઃ—"૧૯૨૨ માં બ્રિટીશ ભારતની ૧૨૩,૫૦૦,૦૦૦ સ્ત્રીઓમાંથી કુલ ૪૩૮૧ સ્ત્રીઓ અધ્યાપિકા થવાની તૈયારી કરી રહી હતી જેમાંથી ૨૦૫૦—અર્ધ સંખ્યાની લગભગ તો **ઈસાઈ** હતી."

આ ઉપરથી દેખાઈ આવે છે કે કેળવણીનો અભાવ કે પછી ગમે તે ગણો પણ સ્ત્રી અધ્યાપિકાઓની એવડી સંખ્યા ઉત્પન્ન નથી થઇ કે જેમની સામે ગ્રામ્યસ્ત્રીઓની શિક્ષાનો પ્રશ્ન રાખવામાં આવે. છતાં જાણી બુઝીને એણે ભણેલી સ્ત્રીને પણ નમાલા મનોબળવાળી ચીતરી દેખાડી છે. દરેક બાબતને ઉતારી પાડવામાં એને અદભુત રસ આવે છે. સ્કુલની ઉક્ત વાતચીત **મેયો**એ કદાચ કંઇ પણ કેમ ના હોય? લાહોરની 'વિકટોરીઆ ગર્લ્સ સ્કુલ'ની મીસ **બોસ** ની સાથે થયેલી વાતચીતો પરથી **મેયો** કંઇકંઇ ફેંકતી રહે છે. આ માટે એક સંવાદ દાતાને **મીસ બોસે** કહ્યું કે:—"A great many of the things printed in inverted commas were never spoken"—"ઘણી વાતો કે જેને ઉધ્ધરણના રૂપમાં **મેયો**એ લખી છે તે કહેવામાંજ આવી નથી."

હિન્દીઓની સ્વરાજ્ય માટેની નાલાયકી પુરવાર કરવાનો એનો પ્રયત્ન હરીફરીને એક સિધ્ધાંત રૂપે જ્યાં ત્યાંથી અલગ તરી આવે છે. હિન્દીઓની સ્વરાજ માટે તમામ દિશાઓમાં નાલાયકી-અને

અંગ્રેજો વગર આ દેશનું મહા અધઃપતન, આ બે વિષયોપર એણે પુષ્કળ ધ્યાન આપી એનું પુરતું પિષ્ટપેષણ કર્યું છે. અંગ્રેજોના ગીત તે આમ ગાય છેઃ–"But it is only to the Briton that the Indian villager of to-day can look for steady, sympathetic and practical interest and steady and reliable help in his multitudinous necessities. It is the British Deputy-District Commissioner, none other, who is his father and his mother, and upon the mind of that D. D. Commissioner the villager's troubles and the Villager's interests sit day and night."

"ભારતનો આજનો ગામડીઓ પોતાની હંમેશની ખાસ જરૂરીઆતોને મેળવવા ફકત અંગ્રેજો તરફજ સહાનુભુતી અને સહાયતા માટે નજર દોડાવે છે. બ્રિટીશ ડેપ્યુટી ડીસ્ટ્રીકટ કમિશ્નરજ એનો બાપ છે અને એજ ગામવાળાઓનાં દુઃખોની સતત ચીન્તામાં રાત દિન ડુબેલો રહે છે."

શી વાત છે? અંગ્રેજ ડેપ્યુટી કમિશ્નર જેને ટેનિસ–શિકાર-ડાન્સ તથા ટીપાર્ટીઓમાંથીજ ફુરસદ નથી મળતી તે ગ્રામીણોનાં દુઃખો દૂર કરવાની ચીતામાં પડે! તેથી તો ભારતની વાર્ષિક આમદાની પ્રત્યેક મનુષ્ય દીઠ રૂા. ૨૭) છે. એટલે દર માસના રૂા. ૨॥ થયા. રોજના ફકત ચાર પૈસા અને કંઇક વધુ. ગામડીઆઓની હીત સાધના તો દૂર રહી, પણ એમના મોઢામાંથી રોટલી પણ ખુંચવાઇ ગઇ. ઈ. સ. ૧૮૧૩ માં પાર્લામેન્ટ તરફથી એક કમીટી ભારતના વિષયમાં ખાસ તપાસ કરવાને આવી હતી, જેઓ

તરફથી થોડીક સાક્ષીઓ પણ લેવાઈ હતી. જેમાં **વોરન હેસ્ટીંગ્સ** અને **ટોમ્સ મનરો** જેવા પણ હતા. આ સાક્ષીઓને પુછવામાં આવેલું કે ભારતમાં બ્રિટીશ વસ્તુઓની માંગ કેવી રીતે વધે? એક એક અંગ્રેજ બ્રિટનનો શુભેચ્છક એજન્ટ તરીકેજ આ દેશમાં કામ કરતો હોય છે. જે માટે ખરેખર ધન્યવાદ ઘટે છે. **સર પી. સી. રેએ** ઠીકજ કહ્યું છે કે એક આનો રોજ (Daily wages) કમાવા-વાળો માનચેસ્ટરમાં રૂા. ૩–૫–૦ નો રોજ કમાવવાવાળાનું પેટ કેવી રીતે ભરી રહયો છે? ગામડીઆઓના ભલા માટે સદંતર ચીંતા કરનારા ડી. ડી. કમિશ્નરની વ્યાકુળતાનું આ પરિણામ છે. ખાદીના કટ્ટર પ્રચાર વખતે **બિહારના** એક મેજીસ્ટ્રેટે વિદેશી કાપડ વેચવા માટે ગામોમાં ફેરીવાળાઓ મોકલાવ્યા હતા અને **ધારવાડ** કલેકટરે ખાદીનો બહિષ્કાર કરવા નોટીસ બ્હાર પાડી હતી. પાછળથી માલુમ પડયું હતું કે આ નોટીસ ભારત સરકારના નિર્દેશાનુસાર સઘળા પ્રાન્તોમાં શરૂ કરવામાં આવી હતી. લોર્ડ **સેલીસબરીએ** ૧૮૭૫ માં કહેલા પસિદ્ધ શબ્દો હજુએ ભારત-વાસીઓ કદાચ વિસર્યા નહીં હોય–'India must be bled' 'ભારતનું ખુન અવશ્ય ચુસવું પડશે.' ભારતીઓના લોહીમાંથી તો અંગ્રેજ સરકારને જર્મન મહાયુદ્ધમાં રોજના ૧૦ કરોડ રૂપીઆ એક સરખા સાડાચાર વર્ષ સુધી મળતા રહ્યા. **ઇંગ્લાન્ડમાંથી** આ રૂપીઆ વરસ્યા હતા શું? અહીંના ગરીબ ગામડીઆઓની નસોમાંથી ખેંચાઇને ભેગા કરેલા એ રૂપીઆ હતા. એ સમયે ઉધારના તોરપર લગભગ **૨૦૦ કરોડ** રૂપીઆ ભારત સરકારે લીધા હતા. કે જે પાછળથી માંડી વાળવામાં આવ્યા હતા. **મેયોને** આ બધું માલુમ નહીં હોય શું?

**મેયો** લખે છે કે તેણે એકવાર **મહાત્મા ગાંધીને** પુછ્યું:–"આપના ભણ્યા ગણ્યા નવજુવાનો અગર રાજનૈતિક લડાઇનું ક્ષેત્ર છોડી દઈ ગામોમાં જઈ બેસે અને ખેડુતોની સેવામાં મરીમટે તો શું ભારતની અમુલ્ય સેવા કરી નહીં ગણાશે. ?"

**મહાત્મા ગાંધી**એ કહ્યું કે:–"બીલકુલ ઠીક છે પણ આતો 'Counsel of perfection' છે"

**કલકત્તા**ના ચાર પ્રસિદ્ધ રાજનૈતિક કાર્યકર્તાઓને **મીસ મેયો**એ પુછ્યું કે અગર તમે લોકો તમારૂં વ્યકિતત્વ તથા સ્વાર્થોની આહુતી આપી–ગામડાંઓમાં જઈ ભારતને સ્વરાજ્ય અપાવવા માટે તેઓને જે જગાડવાનું કાર્ય આદરો તો શું એ આદર્શ સેવા નથી? વીશ વર્ષમાં કદાચ આપ એટલું કાર્ય સાધી શકશો કે આ સમયે જે રાજશકિતને આપ ક્રોધથી માંગી રહ્યા છો તે આપો આપ ખુદ આપને આવી મળશે. એમનામાંથી ત્રણે કહ્યું, કે તમારૂં કહેવું ઠીક છે, પણ ભાષણો કરવાં એ પણ કાંઇ કમ કામ નથી. આ સમયમાંતો એજ એક મુખ્ય કામ છે. જ્યાં સુધી વિદેશીઓને અમે હાંકી કહાડી શકીશું નહીં ત્યાં સુધી બીજું કંઇજ થઈ શકે એમ નથી.

એની લગભગ દરેક વાત પાયા વગરનીજ હોય છે. એક અમેરિકને **મીસ મેયોને** કહ્યું:–"If I were running this country I would close every University to-morrow. It was a crime to teach them to be clerks, lawyers and politicians, till they had been taught to

raise food." "અગર આ દેશનું શાસન જો મારા હાથમાં હોય તો હું આવતી કાલેજ આ નકામી વિશ્વ વિદ્યાલયો બંધ કરી દઉં. જેમને ભાખરી કેમ મેળવવી, તેજ શીખવવામાં નથી આવ્યું-તેઓને કારકુન–વકીલ કે રાજનૈતિક પુરૂષ બનાવી દેવા એ મહા ભારી પાપ છે."

આ માટે તો લખાઇ ગયું. લડાયક સોલજર્સની ફોજ પછી જો કોઈ મોટી ફોજ આ દેશમાં હાલ હસ્તી ધરાવતી હોય તો તે ભણેલા કમનશીબ કારકુનોનીજ છે.

એક અમેરિકન શિક્ષક કે જેઓએ ઘણા વખત સુધી ભારતીય કૉલેજમાં અધ્યક્ષ તરીકે કામ કર્યું છે, તેઓએ **મીસ મેયોને** કહ્યું કે:—"After 20 odd years of experience in India I have come to the conclusion that the whole system here is wrong. These people should have had two generations of primary schools all over the land, before ever they saw a Grammer school; two generations of grammar schools before the creation of the first high-school; and certainly not before the seventh or eighth generation should a single Indian University have opened its door."

મ્હારા ભારતવર્ષના વસવાટના ૨૦ વર્ષના સતત્ અનુભવ પછી હું એ નિર્ણય પર આવ્યો છું કે આખીએ શિક્ષા પ્રણાલી દુષિત અને ખામીઓ પૂર્ણ છે. બે પેઢીઓ સુધી તો અહીં

આ દેશમાં પ્રાથમિક નિશાળો ખોલવી જોઈતી હતી, એ પછી બે પેઢીઓ સુધી મધ્ય વિભાગની નિશાળો ઉઘાડવી જોઈતી હતી, અને પછીજ પ્રથમ હાઈસ્કુલ ચાલુ કરવી હતી. પ્રથમ યુનિવર્સીટી (વિશ્વ વિદ્યાલય) તો સાતમી અગર આઠમી પેઢીએ પહોંચીનેજ ખુલ્લી મુકવી જરૂરી હતી."

અનન્ય પરતંત્રતામાં ગુંચવાઇ ગયા પછી પરવશ બનેલી પ્રજા અક્કલશુન્ય બની જાય છે–એને જડતાનાં ઘેન ચઢતાં હોય છે, એનું સ્વમાન અને આત્મા જીર્ણ થતો જાય છે, અને જીતાએલી પ્રજા પર શાસન કરનારાઓ મનુષ્યત્વ ભુલી એને હંમેશાંજ કચરી–પગનળે દબાએલીજ રાખી–પોતાનો શાસનકાળ અખંડિત અને અબાધિક સદાકાળ રહે, એજ દષ્ટીબિન્દુને સાધ્ય કરવા તમામ સાધનો સાથે અતિ સાવચેતી ભરેલી મુત્સદ્દિગીરીઓથી આગળ ધપે જાય છે. કોઇ પણ પરતંત્ર પ્રજાના શિક્ષીત વર્ગનો તમામ વખત જ્યાં તેને પોતાના પ્રમાણીક ગુજરાનનીજ ચિંતામાં સતત્ વિતાવવો પડે ત્યાં એને રાજનૈતિક ક્ષેત્રમાં કે એવાજ કોઈ જીવનના આદર્શ માર્ગમાં વિકાસ પામવાનો અવકાશજ ક્યાંથી મળે? એ ક્યાંથી મેળવે? એ કેવારીતે સેવા સાધી શકે? આવી ઉંડી ઘાતકી સ્થિતિ ઉભી કર્યા પછીજ મુત્સદ્દિ શાસનકારો નિરાંતનો દમ ખેંચે છે. કારણ પછી એમના તરંગી અને આપ ખુદી સ્વચ્છંદો બેધડક ખેલવા માટે એમના સફા કરેલા માર્ગ વચ્ચે રાજદ્વારી આડખી-લીઓ આવતી નથી. પોત પોતાની બેનસિબ જંજાળોમાં ગુંથાએલા શિક્ષીત જન સમુહને પોતાના કુટુંબ બહારની દુનિયાની ફિકર કરવાની જરાએ ફુરસદજ હોતી નથી–અને ધીરે ધીરે આ આદત કેળવાઇ જતાં પછીતો સહેજસાજ ફુરસદ હોય તો પણ ઇચ્છા

સુધ્ધાંએ થતી નથી. કુટ રાજનિતીજ્ઞોની દષ્ટીએ આવા હલાહલ ઝળ ભલે આવકાર દાયક હોય, કુદરતના દફતરે તમામનો હીસાબ જમા ઉધાર થાય છે. જ્યારે પલ્લું નમશે ત્યારે રસાસ્વાદની ખબર પડશે. કારણ કુદરતની ચક્કી દળે છે જરૂરથી, પણ ઘણું ધીમું અને ઘણુંજ ઝીણું.

શિક્ષીત વર્ગની રડાપીટ કરતાં કરતાં **મેયો**નો આ ત્રીજો ભાગ સમાપ્ત થાય છે.



# ચતુર્થ ભાગ.

---

'**મધર ઈન્ડીઆ**'ના ચોથા ભાગનો આરંભ **મહાત્મા ગાંધીજી**ના નામથી શરૂ થાય છે. ભારતવર્ષના લોકો સરકારે જે સેંકડો માઇલ જમીન 'સાલવેશન આર્મી' ને આપી દીધી છે અને તેથી જનાવરોને—ગાયોને ચારો મળતો નથી, તે સંબંધી જે ફરીઆદ કરે છે તે સંબંધમાં **મીસ મેયો**નો જવાબ આપવાનો આશય છે. ૧૭ મા પ્રકરણમાં તે લખે છે કે:—"ગાય રાજા અગર રંક—સર્વની પૂજ્ય માતા સમાન છે. તેને પવિત્ર ગણવામાં આવે છે. જ્યારે કોઇ હિંદુ મરે ત્યારે ગાય તેની નજીક હોવી જોઇએ જેથી તેની પુંછડી આખરી શ્વાસ છોડતી વખતે તેના હાથમાં હોઈ શકે. બીજા કારણો કરતાં આ કારણથી પણ ગાયને ઘરમાં રાખવામાં આવે છે. કહેવાય છે કે **કાશ્મીરના મહારાજાના** મૃત્યુ સમયે ઘણી કોશીશો કરવા છતાં પણ **ગાય મહારાજા**ના ખંડમાં ન આવી જેથી **મહારાજા**ને ઉઠાવી **ગાયની** પાસે લઇ જવામાં આવ્યા જેથી તેની પુંછડી પકડી રાખેલી હોય તેવી સ્થિતિમાં તેમનો દેહાંત થાય."

**મેયો** લખે છે કે, ભારતમાં પ્રાતઃકાળમાં અનેક લોકો હાથમાં લોટા લઇને **ગાય**ની પાછળ પાછળ તેનો પેશાબ એકઠો કરવા ભમી રહ્યા હોય છે. આ પેશાબનું ઘણા લોકો આચમન કરે છે, તેમજ માથા પર છાંટે છે કે જેથી તેઓ પવિત્ર થઇ જાય.

**ગૌમુત્ર** સંબંધી અલેલટપ્પુ ટીખળ કરવા કરતાં વૈદકિય દ્રષ્ટિએ તેનો શું શું ફાયદો છે એ પણ **મેયોએ** વિચારવું જોઇતું હતું. **ડૉ. મુથુ** કે જેઓએ ૪૨ વર્ષ સુધી **લન્ડનમાંજ** ડાક્ટરી કરી છે, તેઓ **મેયોના** આ કથનની **સમાલોચના** કરતાં લખે છે કે :—"હિંદુઓમાં **ગૌમુત્રનો** ઉપયોગ ચિકિત્સાના સિધ્ધાંતો પર અવલંબે છે. **ઇંગ્લેન્ડમાં** તો એક એવી **સોસાયટી** છે કે જે કેટલીએ બીમારીઓમાં મનુષ્યોના મુત્રોનો પણ પ્રયોગ બતાવે છે, કારણ એ માને છે કે એમાં ઘણા ઉપયોગી ક્ષાર છે. **મેલેરીઆ** તથા અન્ય બીજી કેટલીક બીમારીઓમાં હિંદુ લોકો **ગૌમુત્રનો** ઉગયોગ કરે છે. **ક્ષય રોગ** પર પણ તે ઉપયોગમાં લેવામાં આવે છે, કારણ કે એમાં **એમોનીઆનો** ઘણો મોટો ભાગ હોય છે. સુશ્રુતમાં પણ **ગૌમુત્રનો** આજ ઉપયોગ બતાવવામાં આવ્યો છે. ૧૯૧૧ માં બ્રેડફોર્ડમાં પહેલી એક સંસ્થા ખુલી હતી કે જેમાં **એમોનીઆનું** સુંઘવું—એજ આ રોગની (ક્ષયરોગની) ચિકિત્સા માનવામાં આવી હતી. ક્ષય રોગની ચિકિત્સામાં કાબેલ વૈદો બકરીઓના વાડામાં પણ દર્દીઓને સુવાની ભલામણ કરે છે, કારણ કે એના મુત્રમાં **એમોનીઆ** વીશેશ પ્રમાણમાં હોય છે **મેયો** જો આ મુત્રોની ચિકિત્સામાં ઉંડી ઉતરી હોત તો એને **ગૌમુત્રને** હસી કાઢવા કરતાં આચમન કરવાનું મન થાત.

૧૮ મા પ્રકરણમાં '**ગૌ**' નો વિષય છે 'ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીયલ કમિટિ'ના રિપોર્ટમાંથી એક સાક્ષીની નીચે મુજબ સાક્ષી આપવામાં આવી છે:—" 'Have these slaughter houses aroused any local feeling in the matter' ? 'They have aroused,' 'said the witness,' 'local feelings of greed and

not of indignation: I think you will find that many of the Municipal Members are share holders in these Yards. Brahmans and Hindus are also found share holders.' "

સાક્ષીને પુછવામાં આવ્યું કે ' શું આ કસાઇખાનાઓથી સ્થાનીક લોકોમાં કંઈ હીલચાલ પેદા થઇ છે ખરી? સાક્ષીએ જવાબમાં કહ્યું કે ' એ ખોલવાથી ક્રોધ ઉત્પન્ન નથી થયો, પણ લોભનો ભાવ તો અવશ્ય ઉત્પન્ન થયો છે ખરો. આ કસાઇખાનાના શેર હોલ્ડરોમાં (હિસ્સેદારો) પુરતી સંખ્યા તો મ્યુનીસીપલ સભ્યોનીજ તમને જણાશે. શેર હોલ્ડરોમાં ઘણાં તો બ્રાહ્મણ અને હિન્દુઓ પણ છે.

બળદોપર થતા અત્યાચારનું વર્ણન કરતાં **મેયો** લખે છે કેઃ- 'કલકત્તાના હાવરા પુલ પરથી પસાર થતી બળદ ગાડીઓને જો તમો જતાં જોશો તો એક પણ બળદ એવો તો નહીંજ દેખાય કે જેનું પુંછડું અંદરના હાડકાં તુટી જવાથી મચડાઈ ના ગયું હોય. બળદગાડી હાંકવાવાળાઓ બળદોને ડંડાથી હાંકવાને બદલે તેનું પુંછડુ હાથમાં પકડી એવા તો જોરથી આમળતા હોય છે કે એ પુંછડાનું હાડકે હાડકું અલગ થઈ જાય છે. અગર ત્હમો જો ગાડીમાં ચઢી જાઓ તો બળદોને તેજ રાખવા અને ઝડપથી ચલાવવા માટે ગાડીવાનનો એક નવો ઢંગ તમો જોશો. પોતાના ડંડાથી અગર એના પગના લાંબા સખત નખથી તે બળદના વૃષણ ભાગ પર જોર જોરથી પ્રહાર કરતો હોય છે. જેથી બળદો જલ્દી ચાલવા માંડે છે.'

બળદોના અંડકોષો જોવાનું મહદ ભાગ્ય પ્રાપ્ત થયા પછી તેની પર થતો જુલ્મ જે એણે વર્ણવ્યો છે એ ખરેજ ખેદજનક છે. ગરીબ મુંગા અને છતાં ઉપયોગી પ્રાણીઓપર આવો અમાનુષિક અત્યાચાર થતો જોઇ અતિ દર્દ થાય છે. સરકાર સાથે સહકાર કરી અહિંસાવાદીઓએ આ જનાવરોપર થતા જુલ્મનો સવાલ કાળજી ભરી રીતે ઉકેલવો જોઇએ. બળદ કરતાં એ ઓછી અકકલવાળા જંગલી અને જડભરત ગાડીવાનો માટે તો કંઇજ કહેવાનું રહેતું નથી.

"હિન્દમાં અનેક સંસ્થાનોમાં 'ફુકકા'નો રીવાજ પ્રચલિત છે. આનો ઉદ્દેશ ગાયનું દુધ વધારવાનો છે. એના ઘણા અખતરાઓ છે, પણ વધારે ચાલુ તો એ છે કે એક લાકડી લઇ તે પર કાંટા બાંધવામાં આવે છે અને પછી લાકડીને ગાયની યોનીમાં ઘાલી આડી અવળી ખુબ ઘુમાવવામાં આવે છે, જેથી ગાયને અતિ બળતરા થાય છે, અને તેથી કંઇક દુધ વધારે આપી દે છે. **ગાંધીજી**નું કહેવું છે કે કલકત્તાની ગૌશાળાઓમાં ૧૦,૦૦૦ ગાયોમાંથી ૫૦૦૦ પર નિત્ય આ તરેહનો અત્યાચાર થાય છે."

"ગાયપર આનાથી પણ વધારે મોટા અત્યાચારો કરવામાં આવે છે. ગાયને આંબાનાં પાંદડાં ખવરાવવામાં આવે છે, બીજું કંઇ પણ તેને ખાવા દેવામાં આવતું નથી. એને પાણી પણ પાવામાં આવતું નથી. આથી ગાયના મુત્રનો એક પ્રકારનો રંગ બને છે જે ઘણો મોંઘો વેચાય છે. આ પ્રયોગથી ગાયને એટલું કષ્ટ થાય છે કે તે તરફડીને મરી જાય છે." "ગાયના વાછરડાને મારવામાં હિન્દુઓ પાપ માને છે પણ એને પાળવાનો ખર્ચ ઉઠાવવા તેઓ નથી ઇચ્છતા. શરૂમાં એને થોડું થોડું દુધ પીવા દે છે. તે એટલું થોડું હોય છે

કે ફકત તેને જીવવા પુરતોજ આધાર મળે. વાછરડું દિનપ્રતિદીન કમજોર થતું જાય છે અને આખરે ટળવળીને મરી જાય છે. આ રીતે મારવામાં હિન્દુઓ પાપ નથી સમજતા! વાછરડાના મરી જવા પછી તેના ચામડામાં ભુસું ભરી ચાર લાકડીઓના ટેકાથી તેને ટટાર ઉભું રાખવામાં આવે છે જેથી એને જોઇ ગાય પુરતું દુધ આપે! ભેંસના પાડાને પણ ઘાસચારો ન આપતાં તડકામાં બાંધી રાખી સુકાવી નાંખવામાં આવે છે કે જેથી તે મરી જાય."

૧૯—૨૦ માં પ્રકરણોમાં ગાયો પર થતા અન્ય અત્યાચારો સંબંધી **મેયોએ** લખ્યું છે કેઃ-"ગૌશાળાઓમાં દાનવીરો જે કંઇ આપી જાય છે તે ગૌશાળાના રખેવાળોજ બારોબાર ખાઇ જાય છે, અને ગાયો સુકાઇ સુકાઇને એવી તો મુડદાલ બની જાય છે કે તેનાં હાડકાં પાસળાં ચામડી બહાર ઉઘાડાં તરી આવે છે. **૨૦ મા** પ્રકરણનું તો મથાળું પણ એણે "In the house of her friends" 'ગૌરક્ષકોના ઘરોમાં ગાયના હાલ આ રીતે બાંધ્યું છે.'

**મીસ મેયોનું** મહેણું જેટલું કડવું છે, જેટલું સખ્ત છે, તેટલુંજ સત્ય છે. હિન્દનું પશુ ધન લગભગ હણાઇ ગયું. ગાય–બળદોપર થતા નિરંકુશ અત્યાચારોના રોકનારા હવે કોઈ મુંગા પ્રાણીઓના પરોપકારી બેલીઓજ રહ્યા નથી. પોકળ વાતો અને વાહીયાતી ભરેલી **'સ્કીમો'** લઈ લઇને ફરનારા દંભી ઘણાં છે-પણ ગાયના મુત્રને પવિત્ર સમજનાર **ઢોંગી હિંદુ** તેનું લોહી રેડાય ત્યાં પોતાનું લોહી રેડવાની કદિ તત્પરતા કે તૈયારી બતાવતો હોતોજ નથી. તદનજ નવરાશમાં ભાષા ચાલે ત્યાં સુધી ગાયના એક પરમ શુભેચ્છક તરીકે કંઈ કંઈ લબાડી વાતો અણરોકયો તે ફેંકતો હોય છે, પણ જાતે કદિપણ સળી ભાંગીને એ કરવાનો વિચાર સુદ્ધાંએ તે કરતો હોતો

નથી કાબુલના મુસલમાન ના. **અમીર** જેટલી ગાયની કિંમત સમજે છે અને કદર કરે છે, એટલીજ જો અહીંનો કહેવાતો જગ જુનો **સનાતન હિંદુ** અને ઓળખાતો તથા ગણાતો **પરમ વૈશ્નવ** કિંમત કરતો થઈજાય, અહીંના **ગૌસ્વામી, મહાસ્વામી** અને **શંકરસ્વામી**ઓ પોતાના લાખો રૂપીઆના ઢગલાઓ–પકવાનોના ઢગલાઓમાં સડાવી નાખવા કરતાં આ દેશના ખુટી જઇ નાશ પામવાના લગભગ કિનારે આવી પહોંચેલા **પશુધન-ખેતી** અને **ખેડુત**ને સાચવી ઉગારી લેવા પાછળ અત્યંત કરૂણા અને કર્તવ્યદક્ષતાથી જો ખર્ચવાનો ઉગ્ર નિશ્ચય કરે-તો આજની મૃતસ્થિતિ સેવતી **ખેતી** અને બેહાલ બની ગએલો **ખેડુત**-તેના કંગાલ ઢોરઢાંખરના હાડકાં પાંસળાને પાછા માંસ લોહીથી ભરી દઈ—હિંદની વંધ્યા સમાન સપાટ બની ગએલી નિસ્તેજ અને રસહિન ભૂમિમાંથી હળનાં દાંતાઓ મારી મારી લીલી કુદરત ઉગાડે અને હિંદના અવાવર મનાએલા સેંકડો એકરો બાજરી-બાવટા અને મકાઈના લીલા ડુંડાઓથી લચી રહે–પીળા જંગલની લીલી બની ગયેલી સીમોમાં ભલા અને ભોળા ખેડુતોની હાકલો, હડીલા, અને અરજણીઆના રાગડાઓથી ધુમ મચી રહે. પણ એ દિવસ કયાં? એ સદ્બુધ્ધિ–ધર્મ મહારાજોને કયાંથી સુજે? પોચાં અને પહોળાં દિલ શે હલાવાય–? અને એવડા પહોળાં શરિરમાં પચી ગયેલી દેશદાઝ અને અનુકંપા કયાંથી પુનઃ પાછી ટપકે? રોયા શિવાય આ દેશનાં દળદ્રિઓને રસ્તો કહાડતાં તો ઠીક, પણ સુઝાડેલા રસ્તે જતાં પણ આવડતું નથી–હરિ ઇચ્છા!

બાવીસમાં પ્રકરણમાં 'સુધારાઓ' 'Reforms' પર છે. એમાં ભારતીઓને કેટલા અધિકારો આપવામાં આવ્યા એનું પીંજણ છે. આમાં પણ એક અસબંધ ચુટકલું એણે ફેકયું છે. એ લખે છે

કે :—"ભારતવાસીઓ સાધારણ અર્થોમાં નહિં પરંતુ પારમાર્થિક અર્થોમાં 'સત્યના ઉપાસક' છે. તેઓ પોતપોતાની વાતચીતમાં અનેક સ્થોળોમાં તો તદ્દન ચોખ્ખી વાત કરતાં હોય એમ જણાય છે પરંતુ તોએ વખતે વખતે જોવામાં આવ્યું છે કે એમની સ્પષ્ટ દેખાતી વાતોમાં પણ કેટલીક એવી વાતો હોય છે જેમાંથી જુઠનો થોડોઘણો અંશ કંઇને કંઇથી જરૂરથી મળી આવે છેજ. જ્યારે વારંવાર આ વાત મ્હને જણાઇ ત્યારે મ્હેં એક પ્રસિધ્ધ બંગાલીને આ સમસ્યાનો ભેદ પુછ્યો,—એણે કહ્યું કે :-'અગર અમે સચ્ચાઇથી પર ચાલી જઇએ તો એનું કારણ એમ છે કે, જે ઉલ્ટી પરિસ્થિતિઓમાં અમે રહીએ છીએ તેનો એ પડી ગએલો પ્રભાવ છે. જુઠ બોલવાનું કારણ એ છે કે સત્ય બોલવાથી થતા પરિણામોથી અમો ડરિએ છીએ.' પછી મ્હેં આજ પ્રશ્ન એક યોગીને પુછ્યો—તેમણે કહ્યું કે :—"સત્ય શું ચીજ છે ? ભલાઇ અથવા બુરાઈ એ તો સાપેક્ષિક શબ્દો છે. ત્હમારૂં મ્હારૂં 'માપ' બનેલું હોય છે. એ ત્હમારા માપને જે અનુસરે તેને તમો 'ભલો' કહો છો, એટલે ભલાઈ પેદા કરવા અગર કંઈ કહેવું પડે તો તે જુઠ નથી. મ્હને પોતાને તો ભલાઇ-બુરાઈમાં કંઇ ભેદજ દેખાતો નથી. આપણામાં કાંઇજ ચીજ બુરી નથી—હરેક ચીજ ભલી છે. ભલી અગર બુરી તો 'નૈયત' હોય છે. 'કામ' નહિ. આ બન્ને જણાથી જ્યારે મને સંતોષ ના થયો ત્યારે હું એક યુરોપીઅન પાસે મારી શમસ્યા લઇ ગઇ. તે ઘણા વખતથી ભારતમાં રહયો હતો. મ્હેં પુછ્યું :—ભારતવર્ષમાં ઉચ્ચ સ્થિતિવાળી વ્યક્તિઓ એવી એવી જુઠી વાતો શા માટે કરતી હોય છે—અને સાથે સાથે પોતાના કથનની પુષ્ટી માટે એવા એવા આધાર પણ શા માટે આપતી હોય છે કે જેની ઓળખ કરતાં એવો એક પણ આધાર સત્ય જણાતોજ નથી." એણે કહ્યું :—"કારણ કે હિંદુ માટે જુઠ

એ કોઇ વસ્તુજ નથી. એને મન સઘળી માયા છે. એથી પોતાના ઉદ્દેશની સાધના અર્થે જે કાંઈ પણ જુઠ્ઠું બોલવા તે ઇચ્છે તે તે બોલી શકે છે. જ્યારે એક હિંદુ પોતાના મનથી એક વાત બનાવી તે કહી રહ્યો હોય છે ત્યારે એને એટલું પણ નથી સુઝતું કે તમે એની વાતોની સત્યતા માટે કંઈ તપાસ કરવાનો પણ પ્રયત્ન કરશોજ."

ભોળા હિંદુઓજ **મેયોને** ઠીક સપાટે ચઢી ગયા છે—અને આ હિંદુસ્તાન કે જે એક યુગમાં કદાચ આખુંએ હિંદુઓનુંજ હશે, પણ હાલ—(કે જે સાલોમાં મેયોએ આ ટીપ્પણો રજુ કર્યા છે.) જ્યાં મુસલમાનો ફક્ત ઉભરાઈ રહ્યા નથી પણ હિંદુઓથી અકળાઇ સુધ્ધાં રહ્યા છે,—ત્યાં આ હિંદુસ્તાનના લગભગ અર્ધ ભાગી મીયાં ભાઇઓને તો એ હજુ સુધી ક્યાંય પણ અડી જણાતીજ નથી. અત્યાર સુધીમાં તો—બ્રાહ્મણ—હિંદુ—ગાય—વાછડું બળદ આવી આવી જાતની ચર્ચાઓમાંજ એનું મન રચ્યું પચ્યું રહ્યું છે. પણ કોઇ આલા દરજ્જેની મુસલમાની ખોડખાપણો ખોળવાની એણે હિમ્મતજ કરી નથી. કેમ ભલા ? એણે કંઇ ચમત્કાર અનુભવ્યો હશે ખરો ? શું કહેવાય ? બાકી આટલી બધી નજર ચુકતો નાજ થાય. આગળ નહીં જેવી ચર્ચા કરે છે, પણ તદન ઓછી, ઘણીજ મોળી, મનમનાવવા જેટલીજ મીઠી. બાપુ મારે એની તરવાર છે. **મેયો** હિંદુઓને નમાલા માની એમની જાનમાં ઘુસી એમનાં ગીતો ગાઈ રહી છે, પણ મીયાંભાઈઓના વરઘોડે ચડી નથી. એને પણ ત્યારે આ હીસાબે તો સમજણ હશે અગર સમજણ આપવામાં આવી હશે કે એમની છેડતીમાં સાર નથી. જો ઉશ્કેરી મુકયા અને કોઇ—પઠાણ—મીયાં કે મોપલો ધર્માંધ બની **ચીટકી** ગયો—તો આ **'હિંદ ઇતિહાસ'** લખવાના કુંવારી જીંદગીના કોડ તો જહન્નમમાં ગયા પણ આખોએ

મામલોજ ખતમ. મુસાફરીજ ખલાસ. પાછળથી તો ભલે ને આખા ને આખા લણી નાંખો. તેજ પાણીના ચમકારા હંમેશાં ઓરજ હોય છે. લુખ્ખા–સુકા તત્વજ્ઞાન પાછળ તણાઇ જઇ તવાઇ ગએલા ભોળા અને મીઠા વિનાના નિર્માલ્ય હિંદુઓનાં જ્યાં પાણીજ મરી ગયાં છે ત્યાં **મેયોને** બેધડક ગમે તે લખવાની પુરતી છુટ છે. લખો–બાપુ–લખો. ત્હમો લખી રહેશો એટલે **અમો હસી જઇશું.** કારણ અમે તો '**ફિલ્સુફ** અને **મોટા પેટવાળા**' કહેવાઇએ છીએ!

'**મધર ઇન્ડીઆ** માં અધ્ધર હવાલાઓ આપનાર **મીસ મેયો** ની ખુદનીજ કેટલીએ વાતો નિરાધાર છે, ત્યાં બીજાના જુઠની ગડભાંજમાં તે પડી છે. **મહાત્માજીએ** લખ્યું છે કે:– She has not only taken the liberty with my writings but she has not thought it necessary even to verify through me certain things ascribed by her and others to me" અર્થાત '**મીસ મેયો**' એ વિચાર કર્યા વગર મ્હારા લેખોનો ઉપયોગ કરવાની છુટ લીધી છે એટલુંજ નહિ પણ એણે મ્હારા નામથી પોતે પોતાની મેળે–અગર બીજાઓના કહેવાથી કેટલીક વાતો એવી લખી મારી છે કે જેની યથાર્થતા માટે મ્હને પુછવાની પણ એને આવશ્યકતા જણાઇ નથી." આટલુંજ **મેયોની** સત્યતા! માટે બસ નથી?

આગલું પ્રકરણ છે "**Princes of India**"—"ભારતના રાજ્યકર્તાઓ" પોતાના અમેરિકન દોસ્તની કોઇ રાજા અને તેના દિવાન સાથે થયેલી વાતચીત **મેયો** અહીં ટાંકે છે:– "His Highness does not believe, "said the Dewan," that Briton is going to leave India. But still under

this new regime of England, they may be so ill advised. So His Highness is getting his troops in shape, accumulating munitions and coining silver. And if the English do go, three months afterwards not a rupee or a vergin will be left in Bengal." "દિવાને કહ્યું કે મહારાજાને એ વિશ્વાસજ નથી કે અંગ્રેજો આ દેશ છોડી ચાલ્યા જાય-પરંતુ તોએ ઇંગ્લેંડના આ નવા રાજ્ય કારોબારમાં એમને આ સલાહ કદાચ પસંદ પણ પડી જાય તો એ માટે મહારાજા પોતાનું લશ્કર તૈયાર કરી રહ્યા છે-દારૂગોળો એકઠો કરી રહ્યા છે-અને રૂપીઆ બનાવી રહ્યા છે. અગર ઇંગલેંડ અહીંથી ચાલી જાય તો ત્રણ મહિના પછી આખાએ બંગાળામાં એક રૂપીઓ કે એકે કુંવારી છોકરી બચેલી નહીં રહે."

હામ ઠેકાણા વગરના રાજાના શબ્દો જાણે કોઈ સંગીન પ્રમાણ ના હોય એમ **મેયો** બતાવી રહી છે. આ બ્રિટીશ શાસનમાં પણ કેટલાએ અક્કલ શુન્ય રાજાઓના વ્યભીચારી કુછંદો પ્રજાથી હવે ક્યાં અજાણ્યા છે? ખેર—

"Our treaties are with the Crown of England," one of them said to me, "the Princes of India made no treaty with a Government that included Bengali Babus. We shall never deal with this new lot of Jacks-in-office. While the Britain stays, Britain will send us English gentlemen to speak for the King Emperor, and all will be as it should be between friends. If Britain

leaves, we the princes, will know, how to straighten out India, even as princes should."

"એક રાજાએ **મેયોને** કહ્યું:–"અમારી સન્ધીઓ ઇંગલેંડની સાથે છે. ભારતના રાજ્યકર્તાઓએ કોઈ એવી રાજ્યસત્તા (ગવર્ન્મેંટ) સાથે સન્ધી કરી નથી કે જેમાં **"બંગાલી બાબુઓજ"** ભરેલા હોય. આ નોકરી ઢુંઢનારાઓ જોડે અમે કોઇ જાતનો વ્યહવાર કદી નહીં રાખીશું. જ્યાં સુધી બ્રિટન ભારતમાં છે ત્યાં સુધી તો તે સમ્રાટના પ્રતિનિધીઓ મોકલતુજ રહેશે, અને અમારો તથા તેમનો ભાઇચારો જળવાઇ રહેશે. અગર બ્રિટન ચાલી જશે તો હિન્દુસ્તાનીઓને કેમ સીધા કરવા તે રાજા લોક સારી રીતે જાણે છે."

**મેયો** આગળ લખે છે કે:-"Then I recall a little party given in Delhi by an Indian friend in order that I might privately hear the opinions of certain Home Rule Politicians They had spoken at length on the coming of expulsion of Briton from India and on the future in which they, themselves will rule the land. 'And what' I asked, is your plan for the princes? 'We shall drive them out,' exclaimed one with conviction. And all the rest nodded assent."

ઉક્ત વાતો સાંભળ્યા પછી મ્હને યાદ છે કે દિલ્હીના એક ભારતીય મીત્રે એક પાર્ટીમાં મને આમંત્રી જેથી હું એકાંતમાં અહીંના 'હોમરૂલરો' ની વાતો સાંભળી શકું જ્યારે ઘણા વખત

સુધી એ લોકો અંગ્રેજોને ભારતવર્ષમાંથી હાંકી કહાડવા તથા ખુદ પોતે આ દેશપર શાસન કરવા સબંધી બોલી ચુકયા, ત્યાર પછી મ્હેં પુછ્યું કેઃ–'ભારતના રાજાઓને સુધારી ઠેકાણે લાવવા આપે શું તદબીરો યોજી રાખી છે? એમાંના એકે દૃઢ વિશ્વાસથી કહ્યું કે અમે એમને હાંકી કહાડીશું, અને આ વાતને બીજાઓએ માથું હલાવી ટેકો આપ્યો."

**લાલાજી** લખે છે કે આ બાબતની તપાસ કરતાં માલુમ પડયુ છે કે **મીસ મેયો**ના આ મિત્ર કે જેણે એને પાર્ટી આપી હતી તેઓ એસોશિએટેડ પ્રેસવાળા **કે. સી. રોય** હતા. મી. **કે. સી. રોય** તથા એમની પત્નિ, એમ બન્નેનું કહેવું છે કે એ પાર્ટીમાં તેઓ બન્ને ઉપરાંત એસોશિએટેડ પ્રેસના મી. **સેન** પણ હતા. તે શિવાય બહારની કોઈ પણ વ્યકિત હાજર ન હતી અને જે વાત **મેયોએ** લખી છે એવી કોઈ પણ વાત ચીત ત્યાં થઈજ નહોતી. અને આ વાત તો ગળે ઉતરે એવી જણાતી પણ નથી. એક શખ્સને ત્યાં ભારતના હોમ રૂલરો–સ્વરાજીસ્ટો ભેગા થાય અને મીસ મેયોની હાજરીમાં સ્વરાજ્યની, બીન જરૂરી અને અણછાજતી વાતો હાંકે, અને વળી **મેયો** તેને પુછે સુદ્ધાં કે તમે રાજાઓ માટે શું સ્કીમ ઘડી છે? અને આ લોકો તેઓને મીટાવી દેવાની ખુલ્લી ચર્ચા કરે એ તદનજ અસંભવિત છે. આ તો કયારે બને કે આવું કોઈ ગુપ્ત પડ યંત્ર હોય કે જે આવી ઉથલપાથલની વ્યવસ્થાઓ કરતું હોય અને એના એક ગુપ્ત સભ્ય તરીકે જો **મેયોને એમના** તરફથી સ્વીકારવામાં આવી હોય–અગર તો એમના ભેદોથી માહિતગાર થયા પછી **મેયો** જો એમનું **એક અંગ** બની ગઇ હોય તે.જ આવું બની શકે. સ્વરાજીસ્ટો જેવી દેશની જવાબદાર

વ્યકિતઓ આવી બેહુદી ચર્ચા કરે એમ સમજાવવાની સ્થિતિ ઉભી કરવી એ પણ એક જોખમદાર ભ્રમ કહેવાય.

૨૪ મા પ્રકરણમાં હિંદુ મુસલમાનોના ઝગડા સબંધી લખ્યું છે :—"સ્વરાજ્યનો સંદેશો છેક મલબાર કાંઠા સુધી મોપલાઓને પહોંચાડવામાં આવ્યો. મોપલાઓ ધર્માંધ મુસલમાન હતા. સ્વરાજ્યનો અર્થ એમને મન તો જેમાં એક પણ મુર્તિ ના હોય એવું **'મુસ્લિમ રાજ્ય'** હતું. જે સાધનો મળ્યાં તે ભેગાં કરી મોપલાઓ ૨૦ મી ઑગસ્ટ ૧૯૨૧ ના રોજ હિંદુઓ પર તુટી પડયા. કાફરોને મુસલમાન બનાવી દેવા એ એમને મન સ્વરાજ્ય હતું. આ ભયંકર ઉપદ્રવમાં ત્રણ હજાર મોપલાઓ માર્યા ગયા અને કોણ જાણે કેટલાએ હિંદુઓ યમદ્વારે પહોંચી ગયા. છ છ મહિના સુધી સરકારી લશ્કરો પડી રહ્યાં—મોપલાઓએ જે કોઇ પણ હિંદુને જોયો એનો **'ખતનો'** કરી નાંખ્યો. એમના લોહીમાં વિષ સંચાર કરી દેવામાં આવ્યો. એ લોકો એવીજ અવસ્થામાં આખા મદ્રાસમાં ફરી રહ્યા હતા, અને પોતાના સહધર્મીઓને એ રીતે બતાવી રહ્યા હતા કે અગર જો સ્વરાજ્ય મળી ગયું તો તમારી પણ અમારા જેવી આવીજ દુર્દશા થશે."

એક અમેરિકન કે જેણે આ બિપણ બિભત્સ દશ્ય જોયું હતું તેણે **મેયોને** કહ્યું :—"I saw them in village after village through the south and the coast of Madras Presidency. They had been circumcised by a peculiarly painful method, and now, in many cases, were suffering tortures from blood-poisoning. They were proclaiming their misery and calling on all

their gods to curse Swaraj and to keep the British in the land. 'Behold our miserable bodies! We are defiled, out casted, unclean, and all because of the serpents who crept among us with their poison of Swaraj Once let the British leave the land and the shame that has befallen us will assuredly befall you also, Hindus man and woman, every-one.' "The terrors of hell were literally upon them."

"મ્હેં તેમને એક ગામથી બીજે ગામ, દક્ષિણથી પુર્વ–એમ આખા મદ્રાસ પ્રાંતમાં પથરાતા જોયા. અતિ દર્દપુર્ણ રીતે અજબ તરેહથી તેમની 'સુન્નત' કરવામાં આવેલી હતી, અને આમ અનેકોના શરિરમાં વિષ સચાર થવાની અસહ્ય વેદનાથી તેઓ તરફડતા હતા. તેઓ પોતાના દુઃખના પોકારો કરી રહ્યા હતા, અને પોતપોતાના દેવતાઓની આરાધના કરતાં કરતાં **'સ્વરાજ્ય'** ને શ્રાપી રહ્યા હતા. તેઓ કહી રહ્યા હતા કે :—'અમારા શરિરની દુર્દશા જુઓ! અમો ઘોર અપમાનિત થયા, વર્ણ વિનાના-અસ્પૃસ્ય બની ગયા–કારણ કેવળ એટલુંજ કે જે **સાંપો** પોતાનું 'સ્વરાજ્ય'નું ઝેર લઈ અમારામાં ઘુસી ગયા હતા તેનુંજ આ પરિણામ. એક વખત જો અંગ્રેજો આ ભુમિને છોડી ચાલી જાય તો જે બેઈજ્જતી આજ હમારી થઈ છે તેવી હરેક હિંદુ–સ્ત્રી–પુરૂષની થશે." "ખરેખર તેઓ નર્કયાતનાઓ ભોગવી રહ્યા હતા."

ખરેખર ક્રુર પિશાચી મોપલાઓએ આદરેલા હત્યાકાંડ જ્યારે યાદ આવી જાય છે ત્યારે દર્દ અને ગુસ્સાથી માંસ છુટુ થઈ જાય

છે. કંગાલ હિંદુઓની અનંત સંખ્યા આ વરૂઓનો હુમલો નાજ અટકાવી શકી. અને તુચ્છ ઘેટાં માફક નાશભાગ કરનારા આ ભયગૃસ્ત હિંદુઓ બેહાલ અને કરપીણ રીતે રહેંસાઇ મુઆ. આ પિશાચોને પોતાના પશુપણાની તૃપ્તિ અર્થે નિર્માલ્ય નિરાધાર સ્ત્રીઓરૂપી ઇચ્છીત ખોરાક મળી ગયો—અને એનો એ ચંડાળોએ ઘોર દુરપયોગ કર્યો-તેમનાજ કુટુંબીઓની રૂબરૂમાં સ્ત્રીઓની લજ્જા અતિ અત્યાચારપુર્વક છીન્ન ભિન્ન કરી નાંખવામાં આવી-તેમના ગર્ભો ફોડી નાંખવામાં આવ્યા-તેમની યોનીઓ ચીરી નાંખવામાં આવી—બાળકોના મસ્તકો તેમનીજ નજર સામે છુંદી નાંખવામાં આવ્યાં. તેમના પુરૂષોના શબોથી કુવાઓ ભરી દેવામાં આવ્યા. સુધરેલી રાજ્ય વ્યવસ્થા વચ્ચે વરસેલા આ અત્યંત દારૂણ અને ઘોર અમાનુષિક હત્યાકાંડનું કઠોર પ્રાયશ્ચિત ન તો હિંદુઓએ પુરૂં કર્યું કે ન તો મુસલમાનોએ એનો પુરો પસ્તાવો કર્યો. **અફસોસ!**

હિન્દુ મુસ્લીમ સમસ્યા પણ આ દેશનો એક ઘોર ચીંતાજનક વિષય છે. ઇ. સ. ૯૯૭ થી **મહમુદ ગીઝની** અને **મહમુદ ઘોરીથી** તે આજ સુધી હિન્દુ મુસ્લીમો આ દેશની આબો હવા વચ્ચે જીવ્યા—પાસે પાસે રહ્યા—અને ખુબ ધરાઇ ધરાઇને લડયા, છતાં હજુએ પાર નથી આવ્યો. હોલવાઇ ગયેલી ચીણગારીઓ કોઇક દૂરી ફુંકથી સળગી ઉઠે છે અને રાળ જેવા સ્વભાવની મુસ્લીમ કોમમાં એ ભડકા રૂપે ફેલાઇ જાય છે. બેભાન હિન્દુઓ માર ખાય છે—ઉભા થાય છે અને અતિ વિપુલ સંખ્યા બળના કારણે જ્યારે જોઇએ ત્યારે **'સંખ્યાબંધ જીવતા'** જણાય છે. કોઇને કોઇ દિવસ પણ આ કોરડો સમાધાની પુર્વક જ્યાં સુધી નહિ ઉકેલાશે ત્યાં સુધી **'સંયુકત સંપીત સ્વરાજય'** જરૂરથી

અસાધ્યજ રહેશે. બે મુખ્ય કોમ-હરહંમેશજ જો આમ અથડાયા કરશે તો ત્રીજી કોમના પાયા ઘણાં ઉંડા અને મજબુત બની રહેશે, અને પછી ઉખેડવા તો શું પણ હલાવવાએ મુશ્કેલ નહિ પણ અશક્ય બની જશે.

મિન્ટો–મોર્લી સુધારાઓના વર્ણનમાં **લોર્ડ મોર્લીએ** પોતાના 'રીકલેકશન્સ' (Recollections) માં **મી. મિન્ટોને** લખેલી એક ચીઠી છે જેમાં એ લખે છે કે:–'You started the Muslim here'! ઘટનાનું સ્વરૂપ એ છે કે સુધારાઓની ઘોષણા કરતાં પહેલાં **મિન્ટોએ** થોડા મુસલમાનોને બોલાવી કહ્યું કે તમે તમારી જાતિને માટે 'જાતિ–ગત–પ્રતિનિધિત્વ' (Communal representation) માગો, તમને તે આપવામાં આવશે. ત્યારથી હિન્દુ–મુસ્લિમોનો ધાર્મીક ઝઘડો આગળ વધીને રાજકિય ક્ષેત્રમાં પણ ઘુસી ગયો અને ભારતની બે જાતિના મંડળોના વાતાવરણને દ્વેષ અને કલહની બદબોથી ભરી મુક્યું. પ્રમાદનો થર એટલો જાડો અને સખત જામ્યો છે કે એ ઉખેડી સ્વચ્છ થતા વખત લાગશે–આ દેશને પોતાનું 'માદર વતન' સમજી હિન્દુ મુસ્લિમો–શું ભણેલા કે શું ગુંડાઓ–ભાઈચારાથી હાથ મિલાવી લે અને આગળ વધે તો કશુંજ અશક્ય નથી-કશુંજ અસાધ્ય નથી. હિન્દુ મુસલમાન પોતપોતાને 'હિન્દુ–મુસલમાન' માનવાને બદલે **'હિંદુસ્તાની'** (હિન્દી) કે **'ભારતીય'** માને–માનવાની લાગણી ભરી શરૂઆત કરે તો આ આખોએ ઝઘડો મટી જાય.

મોપલાઓએ જે હિન્દુઓને અત્યાચારથી વટલાવ્યા હતા તેમની શુધ્ધિની ચર્ચા **મેયોએ** આ મુજબ કરી છે:–' શુધ્ધિ માટે બ્રાહ્મણ લોકો પ્રત્યેક વ્યકિત દીઠ રૂા. ૧૦૦ થી ૧૫૦ માંગતા હતા. આ

શુધ્ધિ શિવાય એ આચારાઓની **'મુક્તિ'** પણ થઇ શકે તેમ નહોતી! અને આ શુધ્ધિ પણ વિચીત્ર ચીજ હતી-એમાં આંખ-નાક-કાન-મ્હોં વગેરેને પ્રથમ ગાયના લીલા છાણથી ભરી દેવામાં આવતું હતું, પછી એને ગૌમુત્રથી ધોવામાં આવતું હતું-પછી આ રીતે શુધ્ધ થયેલાઓને ઘી-દુધ અને દહીં ખવરાવવામાં આવતું હતું-આમ તો આ સંસ્કાર તદન સીધા અને સરળ જણાય છે-પણ ધાર્મીક કાનુન મુજબ બ્રાહ્મણજ તેને વેદમંત્રોથી વિધી પુર્વક કરી શકે છે. પણ બ્રાહ્મણો તો પોતાના મહેનતાણાની એટલી મોટી દક્ષિણા-કિંમત માંગી રહ્યા હતા કે જે બધા આપી શકે તેમ ન હોતું. આ લોકોની આવી અવસ્થા જોઈ બ્રિટીશ ઑફીસરોએ પહેલીજ વાર ધર્મમાં હસ્તાક્ષેપ કર્યો, અને બ્રાહ્મણોને કહ્યું કે આટલા બધા લોકો શુધ્ધિ માટે એકઠા થઇ રહ્યા છે તો સંખ્યાનો વિચાર કરીને દરેક વ્યક્તિ દીઠ રૂા. **૨૦)** લ્યો અને શુધ્ધિ કરો."

આ પછી **મેયોએ** ૪ થી ફેબ્રુઆરી ૧૯૨૧ ની **ચૌરીચોરાની** ઘટનાનો ઉલ્લેખ કર્યો છે :-"સ્વયંસેવકો તથા ગામના લોકો મળી લગભગ **3000** હજાર માણસોએ પોલીસ સ્ટેશનને ચારે બાજુથી ઘેરી લીધું, અને થોડાકોને ગોળીથી મારી નાંખ્યા. બાકીનાને ઘાયલ કરી-એકઠા કર્યાં અને એમને તેલ છાંટી જીવતાંજ બાળી મુકયા. પોલીસ-સ્ટેશન પર મુખ્યત્વે હિંદુઓજ સરકારી નોકર હતા. આવું ક્રુર અને કાયરતાપુર્ણ કાર્ય હિંદુઓએ હિંદુઓ પ્રત્યેજ કર્યું!

**મેયો** લખે છે કે, ૧૯૧૯ માં લાયલપુરમાં એક નોટીસ લાગેલી હતી જે 'Disorders Enquiry Committee,' ના રિપોર્ટમાં આપવામાં આવી છે. તે નોટીસ આવી હતી :-"Blessed

**be Mahatma Gandhi.** We are sons of India...... **Gandhi.** We the Indians will fight to death after you,.........what time are you waiting for now? There are many ladies here to dishonour. Go all around India, clear the country of the ladies."
એટલે કે **મહાત્મા ગાંધીની** જે. હમે ભારતના પુત્રો છીએ...... **ગાંધી.** હમો તમારી પાછળ મરણ સુધી લડીશું......હવે કઈ વાતની વાર છે? અહીં બેઇજ્જતી કરવા માટે પુરતી સંખ્યામાં સ્ત્રીઓ છે—ચારે તરફ ફરી વળો અને તેમને સફા કરો."

અગર **મેયોમાં** અક્કલ હોય—તો એને એટલું પણ ના સમજાયું કે એકાદ કોઈ ઉલ્લુ વ્યક્તિના આવા બેવકુફી ભરેલા કૃત્યથી આખા સંઘને એનો જોખમદાર બનાવવો એ કેટલું મુર્ખાઇ ભરેલું છે! અસહકારનાં આંદોલન દરમ્યાન ચમકાવે એવી કોઈ બેહુદી ઘટના છે? બાકી **ઑડવાયર–ડાયરે** આ દેશની સ્ત્રીઓ સાથે જે વ્યહવાર કરેલો તે આ દેશનું બચ્ચું પણ જાણે છે—જે કદાચ **મેયો** નહિ જાણતી હોય! અને તેથીજ કોઈ પણ જગ્યાએ એનો તો ઉલ્લેખજ નહીં કર્યો હોય!

હિન્દુ મુસ્લિમ વૈમનસ્ય દેખાડવાને **મેયોએ** એક બીજો પણ દાખલો આ પ્રમાણે ટાંકી દીધો છે. "**લખનૌ** શહેરમાં એક '**પાક**' બનાવવાનું નક્કી કરવામાં આવ્યું—જે જમીન પર '**પાક**' બનાવવાનો હતો એ જમીનની વ્યવસ્થા હાથ ધરવામાં આવી. એ જમીનના એક ખુણા પર એક નાનું હિન્દુ–મંદિર હતું. સરકારે પોતાની રાજ્યનિતી અનુસાર એને અડયા શિવાયજ એમને એમ રહેવા દીધું—પછીતો મુસલમાનો પણ આવ્યા અને કહેવા લાગ્યા

કે અમને પણ આ સુંદર 'પાર્કમાં' જો નિમાજ પઢવા પુરતી જગા મળે તો મહા કૃપા થાય. મ્યુનિસીપાલીટીએ એક સુંદર જગા મુસલમાનો માટે પણ 'પાર્ક' માં કહાડી આપી. લગભગ આઠ વર્ષ સુધી હિન્દુ–મુસલમાન પોતપોતાની જગામાં પુજા–નિમાજ ઘણી સલાહ શાંતિથી કરતા રહ્યા. એટલામાં ભારતને નવા સુધારાઓ સોંપવામાં આવ્યા અને એનું પરિણામ પણ તરતજ આવ્યું. હિંદુ-મુસલમાનોનો પરસ્પર વિરોધ વધી ગયો. લખનૌ મુસલમાની શહેર હોવાથી મુસલમાનો, અને હિંદુઓ વધુ સંખ્યામાં હોવાથી હિંદુઓ પોતપોતામાં સંગઠન કરવા લાગ્યા–અને પોત પોતાની સત્તા બતાવવા લાગ્યા. પ્રતિદિન સંધ્યા કાળે 'પાર્ક' ના એ નાના મંદિરમાં એકઠા થઇને હિંદુઓ શોરબકોર કરવા લાગ્યા. સાયંકાળનો વખત મુસલમાનોની નિમાજનો વખત હોય છે. આઠ વર્ષ સુધી મુસલમાનોએ ત્યાં પોતાની નિમાજ પઢી હતી આથી તેઓએ જણાવ્યું કે હિંદુઓએ મંદિરમાં એકઠા થવા માટે નિમાજના વખત કરતાં કોઇ અલગ વખત નક્કી કરવો જોઇએ. હિંદુઓએ આ ન ગણકાર્યું, મુસલમાનોને ક્રોધ ચઢયો બસ પરિણામ એ આવ્યું કે બન્ને પક્ષના ઝુંડનાં ઝુંડ લાઠીઓ લઇ લઇને એકજ સમયે 'પાર્ક' માં એકઠા થયા કે જેથી તેઓ પોત પોતાનો હિસાબ નક્કી કરી લે. જબરજસ્ત તોફાન–યુદ્ધ થયું અને એમાં મુસલમાનોએ હિન્દુઓને નસાડી મુક્યા."

અમે ખુદજ કુસંપી હોવાના કારણે સરકારનાં આવાં પ્રકરણો પરનાં આંખ મીંચામણાં બાદ કરતાં **મેયો**ની મુસલમાનો પ્રત્યેની ભકિત ખરેજ કંઇ ઓર છે. દશમાં આઠ હિન્દુઓ એના અનુભવના સરવાળે નામર્દ નક્કી થયા છે–પણ મુસલમાનો સબંધી કોઈ પણ જગાએ કાંઈ પણ ઇસારો કરવાની કાળજી તો ઠીક, પણ

એણે હિંમત સુદ્ધાં કરી નથી, અને જે કંઇ પણ હીંમત એણે છાતી પર હાથ રાખીને કરી છે તે એના આ ૨૫ માં પ્રકરણમાં હવે આવે છે.

એનું મથાળું એણે 'Sons of the Prophet' '**પયગંબરની ઓલાદ**' એમ રાખ્યું છે. પણ પયગંબરની આ પેદાશની આંખમાં આંગળાં ઘાલતાં **મેયોએ** આંચકા ખાધા છે. હિંદુઓની છેક નામર્દાઇ સુધીની વાતો એણે ફેદી જોઈ છે, પણ પયગંબરના પુત્રોના ઇતિહાસ અને રિવાજોનું પૃથક્કરણ તો શું પણ અણસારો સરખોએ કરવા જીગર ચલાવી નથી. કાંતો એને એ છેડતીની કિંમત બરાબર સમજાઇ હશે–યા તો બાંકે મીયાં ભાઇઓનો અનુભવ એને દિલપઝીર લાગ્યો હશે. બીચારા હિંદુઓ હરેક બાબતમાં કમનશીબજ રહેવાના.

**૨૫** મા પ્રકરણનું મથાળુંજ કહી આપે છે કે એણે એમાં શું લખ્યું હશે. એના ગોળ ગોળ અને ખુશામદી અર્થહિન પીંજણ પર પિષ્ટ પેષણ કરવું વ્યર્થ સમજી એ ટુંકું પ્રકરણ આટલેથીજ વધુ ચર્ચા શિવાય પુરૂ કરવું ઇષ્ટ માનું છું.

**૨૬** માં પ્રકરણમાં **બનારસનું** વર્ણન છે. મથાળું 'The Holy city' '**પવિત્ર શહેર**' એમ છે. ગંગાજળી માટે હિંદુઓની માન્યતા સંબંધી તે લખે છે કે :–"It lies not in the power of man to pollute the Ganges. And filtering Ganges water takes the holiness out."

"ગંગાને અપવિત્ર કરવી એ તો મનુષ્ય–શકિતની બ્હારની વાત છે, અને ગંગાજળને ગાળવાથી તો એનું મહાત્મ્ય નીકળી જાય છે."

પછી લખ્યું છે કેઃ—"**Again,** whoever dies **in Benares** goes straight to **heaven. Therefore** endless sick, hopeless of cure, come here to breath their last, if possible, on the brink of the river with their feet in the flood."

"બનારસમાં જે કોઇપણ મરે છે એ સીધાજ સ્વર્ગમાં જાય છે એવી હિંદુઓની માન્યતા હોવાથી અનંત રોગીઓ, જેઓને સારા થવાની કંઇજ આશા ન હોય એવાઓ ફક્ત મરવા માટેજ અહીં આવી પહોંચે છે, અને ગંગાના કીનારાના વ્હેનમાં બની શકે તો પગો પાણીમાં નાંખીને પડી રહે છે કે જેથી તેઓ એ સ્થિતિમાંજ મરી શકે."

એક હેલ્થ ઑફિસર સાથે **મેયો** સ્મશાન ઘાટ પર ગઇ. ત્યાં એક ઠંડી પડેલી ચિતાની રાખમાં કુતરાઓ કંઇક સુંઘતા હતા. **મેયો** લખે છે કેઃ—"See those dogs nosing among the ashes. Their-one has found a piece!', said I to the doctor, as we stood looking on.

'Yes,' he answered. 'That happens often enough. For they burn bodies here, sometimes rather in completely, at all hours of day and night. Still if the dog had not got that bit it would simply have got into the river, to float down among the bathers. As the dead babies do, in any case. No Hindu burns an infant. They merely toss them into the stream.'

અમે ચોપાસ જોતા હતા તેવામાં ડોક્ટરને મ્હેં કહ્યું, 'જુઓ પેલા કુતરાઓ ચિતાની રાખના ઢગલામાં નાક ઘસી રહ્યા છે (સુંઘી રહ્યા છે), અને જુઓ–એકને તો કંઇક ટુકડો મળ્યો પણ ખરો!' ડોક્ટરે કહ્યું 'હા' 'અહીંતો એવું બન્યાજ કરે છે. અહીં મુડદાંઓને અધુરાં બાળવામાં આવે છે, અને એમ દિન રાત બળ્યાજ કરતા રહે છે. છતાં અગર કુતરાને જો ટુકડો ન મળીત તો એ નદીમાં કુદી પડત કારણ કે એને કોઈ મરેલું બચ્ચું તો જરૂરથી કોઇ પણ વખતે મળી શકત. કોઇ પણ હિન્દુ મરેલા નાનાં બચ્ચાંને બાળતો નથી પણ પાણીના વહેનમાં ધકેલી દે છે.'

બનારસની ગંદકીના વિષયમાં એણે લખ્યું છે:–"The river banks are dried sewage. The river water is liquid sewage. The faithful millions drink and bathe in the one, and spread out their clothes to dry upon the other. Then in due time, having picked up what germs they can, they go home over the length and breadth of India to give them further currency, carrying jars of the precious water to serve through the year."

"નદિના કિનારા સુકા વિષ્ટાથી અને નદિનું પાણી પ્રવાહી વિષ્ટાથી ભરપુર હોય છે. લાખો ભાવિકો આમાંના એકમાં સ્નાન કરે છે, અને બીજા પર પોતાના ભીનાં કપડાં સુકવે છે. પછી યથા અવસર એ રીતે જેટલાં લઇ જઇ શકાય એટલાં રોગ જંતુઓ તેઓ પોતાની સાથે લઇ જાય છે, અને સમસ્ત ભારત વર્ષમાં પણ એનો ફેલાવો થાય એ માટે એ પાણીને પણ વર્ષભર

સુધી ચાલે એટલા જથ્થામાં ઘડાઓમાં ભરી ભરીને પોતા સાથે લઇ જાય છે."

એક હિન્દુ ડોક્ટરે **બનારસનું વર્ણન મેયોને** કરી બતાવેલું. તે મુજબ તે લખે છે કેઃ—"The temples of Benares are as evil as the ooze of the river banks. I myself went within them to the point where one is obliged to take off on 's sho s, because of sanctity. Beyond lay the shrines, rising out of mud, decaying food and human filth. I would not walk in it I said–no! But hundreds of thousands do take off their shoes, walk in, worship, walk out, put back their shoes upon their unwashed feet." '**બનારસના મંદિરો** પણ નદિના કિનારા જેટલાજ ગંદા છે. હું પોતે અંદર જોડા ઉતારવાની જગા સુધી ગયો હતો, સામે મંદિર છે. ચારે બાજુ કિચડ, સડી ગયેલું ધાન તથા વિષ્ટા પડેલી હતી. હું છેક અંદર ના ગયો. મ્હને થયું કે '**બસ**', પરંતુ સેંકડો ત્યાં જોડા ઉતારી અંદર જાય છે, પુજા કરે છે, ને એવાજ પાછા બ્હાર આવી પગ ધોયા શિવાયજ જોડા પહેરી પહેરીને ચાલવા માંડે છે."

બજારોનું વર્ણન કરતાં લખ્યું છેઃ—"Close upon platforms, on both sides of the road, runs an open gutter about a foot wide. Heaped on the slats of the wooden platform, just escaping the gutter, , are messes of fried fish, rice cakes, cook-

ed curry, sticky sweetmeats and other foods for sale. All the food-heaps lie exposed to every sort of accident, while flies, dirty hands, the nosing of dogs, cows, bulls and sheep and rats constantly add their contributions."

"સડકની બન્ને બાજુ એક ફુટ પહોળી ઉઘાડી ગંધાતી ગટર વહેતી હોય છે, જેની અડોઅડ દુકાનો અને લાકડાના બાંકડા ગોઠવેલા હોય છે. ગટરથી સ્હેજ દુર આવેલા આ પાટીઆઓ પર તળેલી માછલી, ચોખાની રોટલી, દાળ, ચીકણી મીઠાઇ અને અન્ય ખાદ્ય પદાર્થો વેચવા માટે રાખવામા આવ્યા હોય છે. આવી ચીજોના ઢગલે ઢગલા ઉઘાડા પડયા રહે છે, અને ઉડતી માંખીઓ, ગંદા હાથ, કુતરાઓનું ખોટણ, ગાય, બળદ, બકરી, ઉંદરો બધાજ વખતો વખત આની સરભરા કરતાં હોય છે!"

પછી લખ્યું છે:—"And you must be careful, in walking, not to brush against the wall of a house, for the latrines of the upper stories and of the roofs drain down the outside of the houses either in leaking pipes or else from small vent holes in the walls, dripping and stringing into the gutter slow streams that just clear the fried fish and the lollypops."

"ચાલતી વખતે સાવધાન રહેવુંજ જોઇએ કે જેથી કોઇ દિવાલને ભુલેચુકે પણ અડી ન જવાય. કારણ કેઉપરના મજલાઓના જાજરૂઓનાં નળને લીધે અથવા દિવાલજ ફાટેલી હોવાના કારણથી

તમામ ગંદકી જગાએ જગાએને મકાનની બહારની દિવાલો પર જામેલી હોય છે, અને એનું ગંદુ પાણી ટપકી ટપકી નીચે પડેલી માછલીઓ વિગેરેને ધોતું હોય છે.”

આ પ્રકરણમાંજ **મેયોએ મહાત્મા ગાંધીજીના** શબ્દોનું ટાંચણ કર્યું છે:—‘દક્ષિણ તરફ જોવામાં આવ્યું છે કે લોકો ગલીઓ તથા બજારોને ગંદા બનાવી મુકવામાં કંઈજ કસર નથી રાખતા. પ્રાત:કાળમાં ગલીઓમાંજ લોકોની હારની હાર એવાં કોઇ ગંદા કામો ઉઘાડી રીતે કરતી હોય છે ( ઝાડો પેશાબ વિગેરે ) કે જે દેખી કોઈ સારા માણસને તો ત્યાંથી પસાર થવું પણ ઘણું મુસ્કેલ થઇ પડે. બંગાલમાં પણ લગભગ આવોજ હાલ છે. એકજ તળાવમાં ઝાડે ફરી લોકો હાથપગ ધુએ છે, એમાંજ ઢોરો પાણી પીએ અને એમાંથીજ ઘર ઉપયોગનું પાણી પણ લઈ જવામાં આવે છે.’’

આ બધી એવી બાબતો એણે ચર્ચી છે કે નિષ્પક્ષપાત નજરે ખરેખર એકે એક વાંચનારને હિંદની આવી બેહાલ હાલત માટે ગમગીની ઉપજ્યા વિના નાજ રહે. રાજનૈતિક રંગની સજાવટ જો આમાંથી બાદ કરવામાં આવે તો આ પુસ્તકમાં આવી સમાઈ જતી કેટલીક વસ્તુસ્થિતિઓ સત્ય નથી શું ?

આ અધ્યાયનો અંત આવો છે:—“અંગ્રેજી શીખવું એટલું મુસ્કેલ નથી જેટલું જાતિ–સ્વભાવો, આદતો સુધારવાનું મુસ્કેલ છે. ભારતવર્ષમાં એવા પણ માણસો મળશે કે જેઓ અંગ્રેજોને પણ મ્હાત કરી નાંખે એવી ઉચ્ચ અંગ્રેજી ભાષા બોલતા હશે, અને જેઓનો પોશાક પણ પગથી માથા સુધી બિલકુલ અંગ્રેજોની માફકજ હશે, છતાં એ એવા ગામના વતની હશે કે જેમાં કુવો

ખોદવાની જગા મુકર્રર કરવા માટે વૈજ્ઞાનિક ઉપાયોને બદલે બકરાના શરિર પર પાણી નાંખી નસાડવામાં આવે છે, અને લોકો એની પાછળ દોડે છે. એમ દોડતાં બકરો જ્યાં પ્રથમ ઉભો રહી શરિર ખંખેરે છે, તે સ્થાન ઉપર કુવો ખોદવાનું નક્કી કરવામાં આવે છે, પછી ભલેને એ જગા અન્તરનાં મધ્યમાંજ કેમ ના હોય !

આ વાત તો હિંદની જુની યાદોમાંથી પણ જાણી સંભવિત નથી, તેમજ ક્યાંય હજુ સુધી સાંભળી પણ નથી. આવી અદ્ધર વાત ફેંકવાનું કારણ તો **મેયોજ** જાણતી હશે પણ એવા એકાદ ગામનું નામ કે જ્યાં આવો કુવો ખોદાયો હોય, અથવા તો એવા એકાદ સ્થાનનું નામ કે જ્યાં એણે આ બીના નજરે જોઈ હોય-સાંભળી હોય, તે પોતે કહી શકે એમ છે ? કાચા પાયાવાળી સાખીની પણ છે ખરી કે ? કે આવી ઉડાઉ રીતે હિંદની અક્કલ મપાવવાનો એક અખતરોજ કરવો છે ?

સત્તાવીસમો અધ્યાય "The World-Menace" "**જગતનો ભય**" એ નામથી છે. જગતને કોનાથી ચેતતા રહેવા જેવું છે ? ભારતવર્ષથી ? **મેયો** કહે છે કે ન્યુયોર્કથી હિંદ કુલ એક મહિનાનો રસ્તો છે, છતાં હિંદમાં દિન-પ્રતિદિન ફેલાતી ચેપી બિમારીઓથી અમેરિકા સુધ્ધાંને ભય રહે છે. આંતર્જાતિય વિભાગમાં કામ કરવાવાળા સ્વાસ્થ્યરક્ષાના જાણકાર એક અમેરિકને **મીસ મેયોને** કહ્યું કે: "Whenever India's real condition becomes known all the civilized countries of the world will turn to the League of Nations and demand protection against her."

"જ્યારે સુધરેલા જગતને હિંદની ખરી હાલત સમજાશે ત્યારે તમામ સુધરેલી પ્રજાઓ **'રાષ્ટ્ર સંઘ'** પાસે હિંદુસ્તાનથી પોતપોતાને બચાવવા માટે **માંગણીઓ** કરશે."

આ પણ એક અમેરિકન ભેજુંજ છે ને! **સિફિલીસ** જેવા મહા રોગો—તો દરિઆપારની **ધોળી** પ્રજાઓમાંથી આ દેશમાં ઉતરી આવી—પસરી ગયા—છતાં ભારત વર્ષથી અભડાઈ જવા જેવી આવી નાજુકાઈ? સફુલાઈ?

**સંસ્કૃત** એ પ્રાચીન જુની ભાષા છે—તમામ ભાષાઓની માતા સમાન છે. સંસ્કૃતમાં 'ફિરંગ રોગ' (ફિરંગીઓની બીમારી) નામનું મહા દર્દ આલેખવામાં આવ્યું છે **'ભાવ પ્રકાશ'**માં લખ્યું છે કેઃ—

गन्ध रोगः फिरँगोऽयँ जायते देहिनां ध्रुवम् ।
फिरँगिणोऽङ्ग सँसर्गात्फिरँगिण्याः प्रसँगतः ॥

અર્થાત, 'આ **ગન્ધ રોગ, ફિરંગી** મનુષ્યોના સંસર્ગથી અને **ફિરંગ દેશની** સ્ત્રીઓના પ્રસંગથી થાય છે." **'ઍન સાઇકલોપીડિઆ મેડીકા'** માં **સિફિલીસના** વિષયમાં લખ્યું છે કે **યુરોપમાં** ઇ. સ. ૧૪૯૪ માં આ રોગ **કોલમ્બસના** નાવિકો **અમેરિકાથી** લાવ્યા અને આખા **યુરોપમાં** એને ફેલાવી દીધો. આજે તો આ સ્થિતિ છે કે જ્યાં જ્યાં યુરોપીઅન લોકો જાય છે ત્યાં ત્યાં **'સિફિલીસ'** પણ પહોંચાડી દે છે. ત્યારેજ **મી. હેવીલોક ઇલિસે 'સિવિલીઝેશન'** ને **'સિફિલીઝેશન'**નું નામ આપ્યું છે. 'લીગ ઑફ નેશન્સ'ને હવે કોનાથી અને શાથી ચેતવાનું છે એ સમજાવવું હજુ શું જરૂરી છે?

**'ચરક' 'સુશ્રુત'**માં સિફિલીસ, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, વોર ફીવર, રેડ ફીવર (Scarlet Fever) આવી બીમારીઓનાં નામ સુધ્ધાં પણ કોઇ જગાએ જણાતાં નથી. આ બીમારીઓ ક્યાંથી આવી એની ઉંડાણ જો **મેયો** તપાસવાની તકલીફ લેશે તો પેલી દરખાસ્તની હકીકત તેના મિત્ર સાથે તે પાછી ખેંચી લેશે—જો પ્રમાણીક હશે તો.

ભુત પ્રેતના સબંધમાં તે લખે છેઃ—"જીલ્લાની બધાથી ઉચ્ચ સ્થિતીવાળી સ્ત્રી, બાઇ ડોકટરને કહે છે કે 'હું તમને શા માટે મ્હારી જીભ બતાવું? દર્દ તો નીચે પેટમાં કોઇક જગાએ છે. કદાચ જો હું મ્હોં ઉઘાડુ તો વળી કોઇક બીજી ખરાબ બલાઓ-ઉપાધીઓ અંદર ઘુસી જશે.' જીલ્લાના જમીનદાર પોતાના દસ દિવસના બચ્ચાથી થોડેકજ દુર (જ્યાંથી પંઝો ના વાગી શકે એટલે છેટે) મોટો વાંદરો બાંધી રાખે છે અને પછી એ વાંદરાને ખુબ ખીજવે છે જેથી તે દાંતીઆ પીસે અને એ જોતાં બચ્ચાંને સતાવવાવાળું ભુત ભાગી જાય. જ્યારે ઉચ્ચ સ્થિતિના લોકોનીજ જ્યાં આવી અવસ્થા છે ત્યાં ગામડાંઓમાં વસતા ગરિબો માટે તો કઇ જાતની આશા રાખવી?"

પરંતુ આ ભુત-પ્રેત લીલા તો યુરોપમાં હિંદ કરતાં પણ વધુ ચાલી રહી છે. **લંડનના** વૈજ્ઞાનિક **'પ્રોફેસર વિલિયમ ક્રુકસ'** ભુતને તથા જીનોને માનવાળા હતા. આવા ભુત-પ્રેત વાદિઓએ તો **યુરોપમાં** એક સોસાયટી કાયમ માટે બનાવી દીધી છે, જેનું નામ 'Society for Psychical Research' રાખ્યું છે. યુરોપમાંની **થિઓસોફિકલ સોસાયટી**ના લગભગ તમામ સભ્યો ભુત-પ્રેતમાં માનનારા છે. કહેવાની મતલબ એ છે કે જેમ ભારતવર્ષ આ જાતના

જ્હેમોથી પીડાય છે, તેમ **મેયો**નો દેશ પણ એટલોજ આમાં તેમજ આવી બીજી કેટલીએ બાબતોમાં સંડોવાએલોજ છે.

આ પછીનું એક જુદુંજ પ્રકરણ 'Quacks Whom We Know'-**'નીમ-હકીમ'**-આ નામથી લખાયું છે. એની શરૂઆત આમ છે :-"બ્રાહ્મણોની એક કહેવત છે કે ચાલવાથી બેસવું ભલું, બેસવા કરતાં સુવું ભલું. સુવાથી ઉંઘવું ભલું. અને સૌથી ભલું તો છે-**મરી જવું** !"

વળી 'સુશ્રુત' ની મશ્કરી કરવામાં આવી છે. આવી રીતેઃ- 'સુશ્રુત'માં લખે છે કે બીમાર આદમીના દુતનો (માંદગીના ખબર કહેવા આવનાર માણસનો) ચ્હેરો, એનાં કપડાં, એની વાતચીત, એ વખતે ચાલતી હવાની ગતી. વીગેરે જોઇને કહી શકાય છે કે બીમાર બચશે કે મરશે !!!"

ચરક અને સુશ્રુતની ચિકિત્સા સંબંધી લખ્યું છે :-એક વૈદ્યે આયુર્વેદિક પુસ્તક સામે રાખીને એક ઓપરેશન કરવું શરૂ કર્યું. બીમારને નીચે દબાવીને, મૂર્છાની દવા સુંઘાડ્યા વિનાજ એણે ચારો મુકી દીધો. ચાકુ અંદર ખુંપી ગયો, અને બીમાર ઉછળી પડ્યો. એની નસો, પેટ, આંતરડાં, બધુંજ કપાઇ ગયું. બીમારને પાસેની ડિસ્પેનસરીમાં લઇ જવામાં આવ્યો. ત્યાં એક મામુલી હિંદુસ્તાની ડાકટર હતો. એ આ બીમારની આવી ભયંકર હાલત જોઇ ગભરાઇ ગયો, અને એણે કહ્યું કે હું તો ફોડા ફુણસીઓનાજ ઇલાજ કરૂં છું. આને તો તમે કોઈ મોટી હોસ્પીટલમાં લઇ જાઓ. હોસ્પીટલમાં પહોંચતાં પહેલાં તો તે બીચારો બીમાર ગુજરી ગયો."

આવો નામ ઠામ વિનાનો અલેલટપ્પુ, લેભાગુ દાખલો ટાંકી શું **મેયો** આ દેશના મહાન વૈદિક ગ્રંથો **ચરક** અને સુશ્રુતનો

ઉપાલંભ કરવા મથે છે શું? ચરક અને સુશ્રુતના પુર્ણ પ્રતાપથી તો આજ શીખેલું દેખાતું **યુરોપ** વૈદિક જ્ઞાનમાં નામાંકિત બન્યું છે, એ ભુલી જવા સુધીની **મેયો** ધૃષ્ટતા કરે છે શું? મદ્રાસના એક ભૂત પુર્વ ગવર્નર લોર્ડ **એમ્પથિલે** કહ્યું હતું કે:-"I am not sure whether it is generally known that the science of medicine originated in India, but this is the case, and the science was first exported from India to Arabia and thence to Europe." એટલે કે "હું કહી શકતો નથી કે લોકો કદાચ વૈદક શાસ્ત્રની ઉત્પત્તિ ભારત વર્ષમાં થઈ કે કેમ તે જાણતા હોય, પણ આ વસ્તુ સ્થિતી છે કે આ જ્ઞાન પ્રથમ અહીંથી આરબોને શીખવવામાં આવ્યું--અને ત્યાંથી-તેઓ પાસેથી **યુરોપ** શીખ્યું."

**સર ડબલ્યુ હન્ટરે** લખ્યું છે કે:-"હિન્દુઓનું વૈદકશાસ્ત્ર સ્વતંત્ર રીતેજ બનેલું છે. બગદાદના ખલીફે ઈ. સ. ૭૫૦-૯૬૦માં 'ચરક તથા સુશ્રુતના આધારનેજ અરબી વૈદકમાં આધાર ભૂત માનેલો અને સતરમી શતાબ્દી સુધી યુરોપના લોકો આરબો પાસેથીજ વૈદક શીખતા રહ્યા. અરબી ગ્રંથોના અનુવાદોમાં જગાએ જગાએ 'ચરક'નું નામ આવે છે. મી. **કોલબ્રુકે** લખ્યું છે કે આરબોએ 'ચરક'નું 'સરક' 'સુશ્રુત'નું 'સુસ્રુદ', 'નિદાન'નું 'બદાન' વીગેરે બનાવી દીધું.'

આયુર્વેદના વિષયમાં **મી. વીબર** લખે છે કે:-"In surgery, too, the Indians seems to have attained a special proficiency, and in this department Europeon surgeons might, perhaps, even at the

present day, still learn something from them, as indeed they have already borrowed from them the operation of rhinoplasty."

"સર્જરીમાં પણ ભારતવાસીઓએ ખાસ કુશળતા મેળવી લીધેલી હતી એમ જણાય છે, અને આ ખાતામાં આજપણ યુરોપના સર્જનો ભારતની 'સર્જરીમાંથી' ઘણું ઘણું શીખી રહ્યા છે, જેવાં કે નાક આદિના 'ઓપરેશન' તથા નવા નાક-કાન બનાવવાની વિદ્યા તેઓ ભારતવાસીઓ પાસેથીજ શીખ્યા છે."

શ્રીમતી **મેનીંગ** લખે છે કે:-"The surgical instruments of the Hindus were sufficiently sharp, indeed, as to be capable of dividing a hair longitudinally." "હિન્દુઓનાં સર્જરીનાં ઓજારો એટલાં તો તીક્ષ્ણ રહેતાં હતાં કે તેનાથી વાળની લંબાઈના પ્રમાણમાં સુધ્ધાં કાપ મુકી શકાતો હતો."

**વિન્સેન્ટ સ્મિથનું** કથન છે કે:-યુરોપમાં **૧૦** મી શતાબ્દીમાં સૌથી પહેલી હોસ્પીટલ ખોલવામાં આવી કે જેમાં સર્વ સાધારણોને દવા આપવામાં આવતી હતી. ચીનાઈ યાત્રી **ફાહિયાન** અહીંના માટે લખી ગયો છે કે જે સમયે તે ભારતમાં આવ્યો ત્યારે પાટલી પુત્રમાં ઔષધાલયો ખોલાએલાં હતાંજ. શું આવા સાક્ષીઓનાં પ્રમાણો હોવા છતાં **'ચરક–સુશ્રુત'** જેવા મહાન ગ્રંથોને એણે **'નીમ હકીમ'** લખવાની બેહુદી ધૃષ્ટતા કરી છે? અને આધે શા માટે? અમારા મહાશય ડોકટર **મથુરાદાસજીની** આંખ–ઓપરેશનની વર્તમાન અનુપમ કોશલ્યતા કે જે સમસ્ત જગતને આજ ચમકાવી રહી છે. જેની સ્પર્ધામાં આજ યુરોપ અમેરિકા

હાંકે છે-જેના આંખ ઑપરેશનોની સંખ્યા અને સફળતા જગતના કોઇ પણ નામચીન "આઇ સ્પેશીઆલીસ્ટ' કરતાં ઘણી ચઢીઆતી છે, એ શું **મેયો**ના કુંવારા મગજમાંથી ભુલાઇજ જવાયુ? અને જેના હાથ નીચે શીખી–પારંગત બનેલા પેલા શ્વેતાંગ ડાક્ટર સાહેબ. જેઓ **પશ્ચીમ**માં જઇ કૃતઘ્નતાથી લઇ પડયા કે મથુરાદાસજીને તો એણે શીખવાડેલું, તો પશ્ચીમના આવા પ્રમાણિક! પુત્રો માટે કંઇ લખવાનું એને મળતુંજ નથી શું?

૩૦ મું પ્રકરણ એ **'મધર ઇન્ડીઆ'** નું અંતીમ પ્રકરણ છે. એમાં પણ જતાં જતાં બે વાતો એણે લખી નાંખી છે. "ભારતમાં ૧૯૨૬ માં **૫૮** (અઠાવન) લાખ સાધુ હતા. તેઓ સડકો ઉપર બીલકુલ નગ્ન અવસ્થામાં આખે શરિરે રાખ લગાવીને, જટાઓને શણની માફક લપેટી, અને દવાઓથી આંખો લાલ બનાવી અહીં તહીં અથડાયા કરતા જણાતા હતા.' શું આ ખોટું છે? ભારતીય અફવા છે કે લગભગ **બાણું લાખ બાવાઓ** આ દેશમાં છે, તો એ વાત સાચી કે આ? અને જો આપણી વાત સાચી હોય તો **મેયો**એ ઓછી સંખ્યા બતાવી મહેરબાની નથી કરી? વાંચનારે આ દેશનો બાવો જોયો તો જરૂરથીજ હશે. તો **મેયો**નું ઉપલું વર્ણન–**'બાવા બ્યાન'** ખોટું છે કે ખરૂં? આટલી મોટી જમાત આ દેશની નિર્ધનતા પર બોજો નથી શું? એમનાથી આ દેશને કંઇજ ફાયદો થયો છે ખરો? વર્ષોથી વૃદ્ધિ પામે જતી એમની સંખ્યામાં-આ કંગાલિયત (ભુખમરા)ના કાળમાં વધુ વૃદ્ધિ ના થાય–એવું અહિના સમાજસુધારકો–દેશભકતો, ભાષણકારો–એ કોઇ દિવસ વિચાર્યું પણ છે ખરૂં? 'સ્વરાજ્ય' એ ટપકી પડે એવી ચિજ છે શું? 'સ્વરાજ્ય' મળ્યા બાદ સ્વરાજ્યવાદીઓનો આ લોકોની 'લશ્કર'માં ભરતી કરવાનો વિચાર છે શું? એમનો હાલ આ દેશમાં કાંઇ પણ સદુપયોગ

છે કે નહીં? વર્ણશંકરો અને વટલી ગયેલી હલકટ જાતોમાંથી વધે જતી આ **'મહા જાત'**થી દેશને થતા અનર્થોના સરવાળા તરફ ચિંતાભરી ગંભિર દૃષ્ટિએ કદિ નજર સુદ્ધાં પણ કોઇ દેશભક્તે કરી છે ખરી? સરકાર પરજ ભરોસો રાખવો છે? અને પરિણામ ધારો છો કે આવશે? ખેર–

વાણીઆ માટે તો **મેયો**એ ખૂબ લખ્યું છે. એણે લખ્યું છે કેઃ- "આ જાત સાધારણ જનતા લખતાં વાંચતાં શીખે એ નથી ઇચ્છતી. ભણવાથી તો ગામ લોકો વાણીઆએ લખેલું વાંચી જાય, પછી એ ૨૦૦ રૂપીઆ આપીને ૫૦૦ રૂપીઆની ચીઠી પર અંગુઠાની છાપ શી રીતે લઇ શકે? વાણીઆના કર્જમાં એક વખત આવી સપડાયા બાદ પછી કોઇ એની ચુંગાલમાંથી છટકી શકતું નથી. કરોળીઆની જાળમાં ફસાઇ ગયેલી માંખની માફક ગરીબ ખેડુત-ગામડીઓ ફસાતોજ ચાલ્યો જાય છે. વ્યાજ પર ચક્રવર્તી વ્યાજ તે ચઢાવેજ જાય છે અને કરજનો થોડા રૂપીઆનો બોજો ગરીબ બીચારા ખેડુત-ગામડીઆની ત્રીજી અથવા ચોથી પેઢીને સુધ્ધાં શ્વાસ ખાવા દેતો નથી."

આ અને આવું તો ઠીક ઠીક લખ્યું છે. કદાચ 'વાણીઆ'ઓની દુનીઆને આંચકો લાગે, છતાં સત્ય દૃષ્ટિએ એ ખોટું પણ છે શું? નાના ગામડાઓમાં લક્ષાધિપતી બની ગયેલા વાણીઆઓએ એમનાં નાણાં કયા બહાળા ધીકતા વેપારમાંથી પેદા કર્યા? ગામડાઓના વ્યાજવટાવ બાઉ વાણીઆઓમાં ગણ્યા ગાંઠ્યા અપવાદો બાદ કરતાં બાકીનાઓ ખેડુ દુનીઆ પર શ્રાપ સમાન નથી શું? ખેડુતોની ઘોર અજ્ઞાનતાનો-અને ભોળા વિશ્વાસનો પણ અતિ ગેરલાભ લેવામાં એ અચકાયો હોત-બીજવારો આપી પાકેલું આખું એ

ખળું—અને ગોળ આપી ઘી પટ્ટી ના લેતો હોત-દોર અપાવી એની આખી ઓલાદ-વંશ 'ગીરો' (**મોરગેજ**) ન કરી લેતો હોત—એને ઘેર જઈ એનાં ગોળ-ઘી ખાઈ એનુંજ લોહી ના પીતો હોત—અને પોતાના છોકરાંઓને ઝાડો થઈ જાય ત્યાં સુધી દુધ પિવરાવવામાં એને પોષનારા ભલા ખેડુઓના ભોળાં બચ્ચાંઓ માટે ફક્ત છાશની પણ એણે જો જરાક પણ કાળજી કરી હોત-તો ગઇ કાલે બની ગયેલો **'મીલ મજુર સંઘ'** અને આજે ખેડુત રૂપે ટળવળી ટળવળી માત્ર મરણની વાટ જોતો ટકી રહેલો **'કંગાલ ગરીઓનો કરૂણાપાત્ર સંઘ'** એ આખાએ હિંદને આવતી કાલે પોષનારો મહેનતુ અને માયાળુ **'પોષણહાર'** હોત. હિંદની વર્તમાન કંગાલીયતના આખાએ ઇતિહાસના સરવાળાઓમાં, 'ખેડુઓની દુર્દશા'ના પ્રકરણમાં 'વાણી-આનું ચિત્ર' જેમ **મેયો**એ આજે દોર્યું છે એમ, હિંદના બચત રહેલા ખેડુ વંશોમાંથી કદાચ કોઈ ઇતિહાસકાર પાકશે ત્યારે આથીએ વધુ દર્દપુર્ણ કાળુ પાનું વાણીઆના નામ પર નહિ ભરી નાંખે?

અહીં **મેયો** પોતાના પુસ્તકની સમાપ્તી કરે છે. પુસ્તકની સમાપ્તી ભલે થાય-અપમાનીત હિન્દને લાગેલા ઘણા ઝટકાઓથી જીર્ણ બની ગયેલા હિન્દુઓના વર્તમાન ધાર્મીક-સામાજીક અને રાજનૈતિક ક્ષેત્રોમાં હજી ઘણું ઘણું વાવી, ઉગાડી, પોષી, એ ઉછેરમાંથી શુદ્ધ ફળો નીપજાવવાનાં છે—ચાખવાના છે—વહેંચવાના છે. એક કુશળ માળીની કાળજીથી એક એક અપમાનીત બનેલો હિન્દુ આજે હવે જો આ ઉછેર પાછળ ઑત પ્રોત નહીં બને—તો વેરાન વગડે અનાયાસે પાકતાં સુંદર દેખાતાં ઇંદ્રવરણાના ફળનાં ઝેર એને અને એની ભવિષ્યની ઓલાદને જરૂથી અનિચ્છાએ પણ ચાખવાના-ગળવાનાં રહેશે. અપમાનનાં ઝેરનાં ઘુંટો પી-પી લગભગ બેભાન બની ગયેલો

એક એક સ્વમાન પુજક હિન્દુ ખોખાર કરી મરદાનગીથી પોતાને નડતા લજીત રસ્તાઓ સ્વચ્છ કરવા હજુએ ઉભો નહીંજ થાય શું ? તો સર્વનાશ જરૂરથીજ છે, એની એક એક હિન્દુ ભલે નોંધ લે.

'ઉઠો—જાગો અને વિરમો નહિ—સાધો ન ઉદ્દેશ ત્યાં સુધી.'

———(: ૦ :)———

# A FEW OF MANY OPINIONS

## ON

# 'MOTHER–INDIA.'



### Mr. GANDHI and 'MOTHER-INDIA.'

*Current Thought* published the full text of Mr. Gandhi's criticism of "Mother India." He says :—

The book is brimful of descriptions of incidents of which an average Indian at any rate has no knowledge. Thus she describes an ovation said to have been given to the Prince of Wales, of which Indian India has no knowledge, but which could not possibly escape it if it had happened. A crowd is reported to have fought its way to the Prince's car somewhere in Bombay. "The Police," Miss Mayo says, " tried vainly to form a hedge round the car moving at a crawl unportected now through a solid mass of shouting humanity which won through to the railway station at last. " Then at

the railway station while there were three minutes for the train to steam out, the Prince is reported by Miss Mayo to have ordered the barriers to be dropped and the "mobs" to be let in. The authoress then proceeds, "like the sweep of a river in floods, the interminable multitude rolled in, and shouted and laughed and wept, and when the train started, ran along side of the Royal carriage till they could run no more." All this is supposed to have happened in 1921 on the evening of November 22, whilst the dying embers of the riots were still hot. There is much of this kind of stuff in this romantic chapter, which is headed, "Behold a light."

The nineteenth chapter is a collection of authorities in praise of the achievements of the British Government almost every one of which has been repeatedly challenged both by English and Indian writers of unimpeachable integrity. The seventeenth chapter is written to show that we are a 'world menace.' 'If, as a result of Miss May's effort, the League of Nations is moved to declare India a segregated country unfit for exploitation, I have no doubt that both the West and the East would be the gainers. We may then have our

internecine wars. Hindus may be eaten up as she threatens by the hordes from the North-West and Central Asia. That were a position infinitely superior to one of ever growing emasculation. Even as electrocution is a humaner method of killing than that of the torturous method of roasting alive, so would a sudden over whelming swoop from Central Asia upon the unresisting, insanitary, supersitious and sexually-ridden Hindus as Miss Mayo describes us to be, be a humane deliverance from the living and ignominious death which we are going through at the present moment.

I warn them against believing this book. I do not remember having given the message Miss Mayo imputes to me. The only one present who took any notes at all has no recollection of the message infuted to me. But I do know what message I give every American who comes to see me. Do not believe newspapers and the catchy literature you get in America. But if you want to know anything about India, go to India as students. Study India for yourself. If you cannot go, make a study of all that is written about India, for her and against her, and then form your own conclu-

sions. The ordinary literature you get is either exaggerated vilification of India or exaggerated praise.

Whilst we may be thankful for anything good that foreign visitors may be able honestly to say of us if we curb our anger, we shall learn, as I have certainly learnt, more from our critics than from our patrons. Our indignation which we are bound to express against the slanderous book must not blind us to our obvious imperfections and our great limitations. Our anger will leave Miss Mayo absolutely unhurt and it will only recoil upon ourselves. We too have our due share of thoughtless readers as the West has and in seeking to disprove everything Miss Mayo has written we shall make the reading public believe that we are a race of perfect human beings against whom nothing can be said, no one can dare say one word. The agitation that has been set up against the book is in danger of being over done. There is no cause for fury. I would close this review which I have undertaken with the greatest reluctance and under great pressure of work with a paraphrase of a beautiful couplet from Tulsidas :-

Every thing created by God, animate or inanimate has its good and bad side. The wise man, like the fabled bird who, separating the cream of milk from its water, helps himself to the cream leaving the water alone, will take the good from everything leaving the bad alone."

---

## A Cristian Review "Mother India"

The following are quotations from a review of "Mother India" appeared in *The National Christian Council Review.*"

Two facts that struck me immediately on opening this book gave at once an unfavourable impression. The first was this passage in a review from the *New Statesman*, quoted on the dust cover; 'She makes the claim for swaraj seem nonsense and the will to grant it almost a crime.' The second was this sentence, describing Calcutta—the second in the first chapter-'In the courts and alleys and bazaars, many little bookstalls, where narrowchested, near-sighted, anaemic young Indian students, in native dress, brood over piles of fly-blown Russian pamphlets.' The former of these produced an unfavourable impression, for the reason that it was evident that this book was being seized upon—with or without the goodwill of the authoress—purposes of political propaganda, and that this was being done by such a reviewer as the one quoted with a shout of exultation and relief. Further, the second passage quoted—so

obviously untrue and ill-natured—gave plain warning that the writer was bent on discovering the worst things discoverable about India and then parading them with something like gusto. These 'fly-blown Russian pamphlets' obviously exists only in her inflamed anti-Bolshevist imagination.

The bias may be subconcious, but a quite virulent bias lurks behind every page, with the result that the picture that the whole book presents is untrue. Her attitude is indicated in the sneer that underlies the very title of the book, and all through she gives the impression of inspecting a colony of mud-beetles. What 'complexes' in Miss Mayo's mind lie behind this approach I cannot determine, but perhaps one is the feeling that America has been 'taken in' by smooth-tongued *Shadhus* and *Swamis*, with their 'egregiously false allegations about conditions in India' (p. 273). If so, Miss Mayo has reacted with unnecessary violence in an opposite direction.

——o——

## "Mother India" Again.

In the editorial notes of the same journal (Editors: Rev. N. Macnicol, D. Litt, and Rev. P. O. Philip, B. A) another reference to the charges brought against India by Miss Mayo. It runs as follows:

This book, *Mother India*, brings charges of this kind, based upon wholly indequate knowledge of the people; and in bringing these charges, it does grave injustice, we believe, to India and to those who, from among her people, have long been labouring for the removal of evil customs that hinder her progress. There is no evidence that this book was produced in any sense in the interest of Christian Missions. The interest of Christian Missions can never be served by ignorance or by exaggeration.

——0——

## A Lady gives Miss Mayo her Due.

Margarat E Cousins, B. Mus., writes in the *Youngmen of India*:

I have lived in India for twelve years in intimate friendship with the women of India, with its students and with its political and social reformers. I am neither a Government servant nor connected with official or missionary circles. I am a lover of humanity, and work for it through seeking the advancement of womanhood to an equality of honour and opportunity with manhood. My work along those lines was viewed so favourably and I was the first women honorary magistrate appointed in India. These facts give me the power to pass judgment on Miss Mayo's book, and while my experience corroborates a large number of her facts and illustrations regarding sex, health, untouchability, and the treatment of animals, I ever that the total impression she conveys to any reader, either inside or outside India, is cruelly and wickedly untrue. Unless read in conjunction with supplementry books on other aspects of India's life and culture, or unless it is withdrawn from

circulation outside India, it will create nothing but race-resentment and a fortune for its cleverly stupid authoress.

The awakened women of India have, for the past ten years, through their organisations, been asking the Government to raise the Age of Consent; the Social Reform Conferences have been doing the same since Raja Ram Mohan Roy's day. Ten thousand women from one district alone have sent a petition to Government to raise the Age of Consent. The representatives of over 7,000 more women, who had assembled to discuss educational reform, also asked Government to enact legislation making marriage before 16 years old for a girl a penal offence. All these facts Miss Mayo fails to note. Instead she descends to untruthful invention, when she says, 'The Bill for raising the the Age of Consent to fourteen was finally thrown out, buried under an avalanche of popular disapproval.' There was not a meeting held all over India to express disapproval of the raising of the Age of Consent The facts of the matter were that on the first voting on the Bill the section referring specifically to the raised age was *passed* by a majority of two, against Government opposition, and it was

disagreement regarding the amount of punishment and assembly tactics that broke the majority for the Bill as a whole. If the British Members of the Assembly had supported the Bill, girls of 14 would not now be legally approved mothers. We women definitely charge the British Government with delaying social reforms for which the people of the country are ripe.

Even despite inaccuracies I thought Miss Mayo was sincre till I read the chapter on the Prince and the untouchables. That showed her hand ; it proved to me that yellow journalism, sentimental gullibility, and a bias in favour of British domination over-ruled her vaunted open-mindedness. The latter half of the book I leave more to politicians and economists to set right. She deals with problems sentimentally and superficially which cannot be separated from philosophy, religion, and the great ethics of the right to self-determination. One feels that where she allows herself to show discontent with Britain's rule it is only where she thinks that America would manage India better ! This comes out especially in her review education.

She omits to tell that, while Britain allows blood sacrifices in British India, the Maharani-Regent of Travancore, an Indian State, prohibited all animal sacrifices in her State as her first administrative act on becoming Regent

She omits all goods points in India's favour, such as the fact that lunacy is fourteen times less prevalent in India than in England, that India's expenditure on drink is only a fraction proportionately compared with the one million pounds spent daily in Great Britain on alcohlic drink.

On the same analogy America should govern Japan, because of Japan's geisha system and more repellant sanitary system than even poor India's; Holland should govern America, because of America's political graft system and its record of being the most crim-ridden country in the world, and so on round the world, and only then might people sleep easy in their beds secure from 'world-menace.' Her argument has only to be stated thus to see how stupid it is, but people are so credulous and so ignorant that that they will believe she has drawn an accurate picture. Those

who are stimulated by the strong feelings that the book is raising to judge truly for themselves should read also *The Web of Indian Life,* by Sister Nivedita (Longmans Green London); *India: Bound or Free,* by Mrs. Besant (Th. P. House, Madras): Radhakrishna's *The Hindu View of Life*: and my own, *The Awakening of Asian Womanhood* (Ganesh & Co., Madras, price Rs. 2.)



**Another Condemnation of "Mother-India."**

M. M. Underhill has reviewed the above book in the *International Review of Missions*: The reviewer, who is a lady, says:

She was warned, before starting for India, not to generalize. And it is possible that she honestly tried nat to generalize; but she has, nevertheless, done so, and has produced some quite appalling statements. That the Indian girl, in common practice, looks for motherhood nine months after reaching puberty-or anywhere between the

ages of fourteen and eight,' is simply not true. Had Miss Meyo given herself but a few years to live in India and to watch the family life of even a small circle of her neighbours, she would have known better. Religion in the West forbids much which is, nevertheless, sometimes done. Hindu custom sanctions much which is, nevertheless, usually not done.

It is hardly fair to report unsavoury details of the breach of hygienic laws, or revolting deeds of cruelty, whether to man, woman, child or beast, with never a word of those who are spending their lives in fighting just those very evils. The passing mention of 'Indian volunteer associations, partially pledged against Untouchability,' which include the Servants of India, avowedly political; Lord Sinha's society for the halp of the outcastes of Bengal and Assam; the Brahmo Somaj, and others' is, as far as we can find, the only reference to the existence of societies, promoted and carried on by Indians, for the social, moral and spiritual uplift of their fellows; unless the vague statement in the concluding chapter 'that there are other facts' is meant to cover them.

Did Miss Mayo really meet no kind-hearted, decent, loving husbands and fathers in India ?

——(o)——

## About the Age of First Motherhood in India : Miss Mayo Contradicted.

Dr. Miss M. I. Balfour, M.B., who wrote a letter to the *Times of India* on the 10th October last on the subject of the age of first motherhood in India. Her letter is reproduced below.

I have recently had the opportunity of reading "Mother India" and have been surprised at some of the statements made, especially with reference to child mothers. I have some facts relating to that subject which I have collected in the course of an investigation into the conditions of child-birth, and I am asking you to be kind enough to publish them in the hope that they may be of service to anyone who proposes to write a reply to "Mother India." I have notes of 304 Hindu

mothers delivered of their first babies in Bombay Hospitals. The average age was 18·7 years. 85·6 per cent were 17 years or over, 14·4 per cent were below 17, 14 was the youngest age and there were 3 of that age. I have compared these figures with the reports of the Madras Maternity Hospital for the years 1922-24. 2,312 mothers were delivered of their first babies. The average age was 19·4 years. 86·2 per cent were 17 years or over and 13 8 per cent. were below 17, 13 was the youngest age. There were 7 mothers aged 13, and 22 mothers aged 14. The Madras figures included not only Hindus but women of other communities also. I have reports of 3,964 cases of child-brith from other parts of India including the North. Of these only 10 were below 15 years of age. 13 was the youngest age. There is no doubt that child-birth sometimes takes place too early in India and even more so that cohabitation commences too early. Legislation is badly needed. But Miss Mayo's words at p. 30 of "Mother India" are as follows; "The Indian girl, in common practice, looks for motherhood nine months after reaching puberty or anywhere between the ages of fourteen and eight. The latter age is extreme, although in

some sections, not exceptional, the former is well above the average." I think the figures I have given prove that the cases instanced by Miss Mayo do not in the least represent the common customs of the country.



## Mr. S. K. Ratcliffe on "Mother India"

Mr. S. K. Ratcliffe, formerly editor of *The Statesman* of Calcutta, has reviewed Miss Katherine Mayo's "Mother India" in *The New Republic* of New York, dated the 21st September last. He begins:

Two years ago, when I read Katherine Mayo's propagandist volume on the Philippines, it seemed to me certain that she would go next to India and produce a book enforcing a conclusion precisely similar to the one reiterated in "The Isles of Fear." The thesis of that vigorous manifesto, it will be remembered, is that the United States must keep its governing hand upon the archipelago, for if it did not, the Filipinos would be skinned alive by their own landlords, lawyers, usurers.

A great part of Miss Mayo's facts cannot be challenged; and yet the picture she has drawn is profoundly untrue. It is a libel upon a unique civilization and a people of extraordinary virtue, patience and spiritual quality. I cannot here attempt to track her through the vivid maze of her assertions. It must suffice for me to deal with a few characteristic illustrations.

Miss Mayo writes as though the horrors of filth and superstition surrounding child-birth were peculiar to Hindu society. Suppose that one were to make a realistic picture of maternity in any other Asiatic country, or, for that matter, as has often been done, in the slum cities of Europe and the United States, would any of Miss Mayo's inferences apply? She cites examples in detail of Indian male sexuality. It would be impossible, I think, to produce any thing of the kind more loathsome. But Miss Mayo cannot be unaware that the records of all protective societies in Europe and America contain incidents which, fact for fact, are as horrible as these. She asserts that the majority of Hindu men are, through indulgence and perversion, impotent at twenty-five. The sufficient reply to that astonishing accusation would seem to be

that, if it were anything like half true, the figures of population under the Pax Britannica would not cause any alarm to the government of India. In treating of the Untouchables and the so-called criminal tribes she implies that such agencies as the Salvation Army stand virtually alone in their remedial efforts. The truth is that, long before the rise of their great champion, Gandhi, a powerful section of Indian reformers labored as earnestly for social redemption as for political advance. Miss Mayo quotes Rabindranath Tagore in such a way as to imply that he is an apologist of child marriage. The passage cited from the Bengali poet is a condensed statement of the case for early marriage (an entirely different thing) as accepted throughout the Orient. Rabindranath Tagore is a leader of the Brahmo community, which fifty years ago carried through the Indian Legislature the first reformed marriage act. Miss Mayo speaks as though the seclusion of women behind the *purdah* were universal throughout Indian, and she says again and again that no Indian girl or young woman can be left unprotected for an hour, since she would assuredly be violated ! The seclusion of women is an established custom only in certain

provinces. Over great tracts of the country their is no *purdah*. Women move freely and unveiled through the bazzaars. Women of the peasant and coolie classes work in the open as they work everywhere in the world. Miss Mayo, in an astonishing lapse, quotes as a recent dictum the most threadbare piece of cynicism that is passed about among Europeans in India ; namely, that one week after the withdrawl of the British there would not be a rupee or a virgin left in Bengal. Apart from the point that, according to Miss Mayo's own demonstraion, there are almost no virgins in Bengal over ten years of age, only may note the somewhat glaring historical fact that, before the advent of the British, Bengal certainly showed no despicable power of social resistance against, as Macaulay put it, every marauder of the East. And finally, in this brief series of instances, Miss Mayo has been led to believe that there is an inherent contrast between the ethical standards of Hindu society and those of the Indian Moslems, a contrast greatly to the advantage af the latter. This is one of the most surprising things in the book; and with it is coupled the extraordinary blunder of Miss Mayo's assumption that the virile races

of India are all Moslems. Any British soldier would have put her right there.

I lived for five years in India, occupying a position which gave me unusual opportunities of meeting Indians of different kinds. I had many Indian friends. I saw the inside of Indian homes. I observed the laboring Indian in cities and villages. And, as I call up the memory of those people and scenes, and set the reality of my recollection along-side the appalling picture which Miss Mayo has provided for her very large company of readers in several continents, I am filled with bewiderment and regret. The vast multitude of India's common people makes upon every Westerner a wonderful impression of goodness, endurance, and dignity. We know, for everybody tells us so, that the Indian woman has a terribly hard time. But I see her as she comes up every morning from her ceremonial bath in the river, walking noiselessly with a troop of her fellows, a figure unsurpassed in the world for beauty and serenity, and grace, and I marvel at the power of spirit which has so undeniably conquered in her As for the intelligentsia of India, they are made up of many communities all in their several ways

endowed with remarkable and attractive gifts. They inherit a social system of extraordinary complexity. It is their task to bring it into relation with the modern world; and the very least that we can do is to recognize that the task is one of immeasurable difficulty. But, however difficult it may be, one thing is surely beyond dispute: the Indian system can be changed only with infinite labor, and from within. An alien power must leave it for the autonomous India of tomorrow. Miss Mayo quotes, with evident approval, the wildly nonsensical saying of some acquaintance, to the effect that the crime of the British government is that it has stood protector to this awful system of darkness and oppression, which, if left to the mercy of the harder races of Asia, would long ago have been swept into the void. Here, perhaps, we have the booby-prize remark from a Westerner about India. There are more than 300 millions of Indian people; and the one thing we know about them that is above and beyond all controversy is that they are one of the very few eternal races of mankind, being rooted in a social system which has withstood the storml of at least thirty centuries.

## A Missionary Condemnation of Miss Mayo's Book.

A statement with regard to Miss Mayo's book "Mother India" signed by Rev. Dr. N. Maoncol and Mr. P. O. Philip, Secretaries and Miss A. B. Van Doren Hon. Officer has been issued to the Press in the name of the executive committee of the National Christion Council of India, Burma and Ceylon, the only dissentient member being Bishop J. W. Robinson "who does not find that he can assent to its terms." The Lord Bishop of Calcutta and metropolitan of India is the chairman and Dr. S. K. Dutta, is Vice-Chairman of the Council and the executive committee includes Rev. Chitamber, Bishop of Dornakal, Rev. J. F. Edwards, Dr. C. R. Greenfield, Bishop of Madras, Rev. J. Mackenzie, Rai Bahadur A. C. Mukerji, Messrs. K. T. Paul, B. L. Rallia Ram and Rev. H. C. C. Velt.

The statement reads as follows in part:—

It has never been denied either by Indians or by foreign missionaries that great social evils exist in India and it is a matter of common knowledge

that strenuous and organised efforts are being made by groups of Indian reformers to get rid of them. Yet we representing a body of men and women who are in close touch with the people and are conversant with their every-day life unhesitatingly assert that the picture of India which emerges from Miss Mayo's book is untrue to the facts and unjust to the people of India. The sweeping generalisations that are deduced from incidents that come to the notice of the author or that are suggested by the manner in which these incidents are peresented are entirely untrue as a deecription of India as a whole. At the end of the book Miss Mayo admits that she has left untouched other sides of Indian life and for that very reason we can affirm that Indian life does not present the dark and the evil aspect which this book suggests and that the ugly and repulsive and disgusting aspects of it that are emphasised in the book are not the predominant things in Indian Society.

Beauty and culture, kindliness and charm, religion and piety are to be found alike among the highest and the humblest. Miss Mayo leaves no room for these in her picture.

## Shree Rabindranath Tagore on Miss Meyo's "Mother India"

Rabindranath Tagore, has written the following letter to the New York *Nation* on the character of that book :—

To,

THE ADITOR "NATION".

Sir,

I came to know from the advertising columns of your paper that Miss Katherine Mayo's "Mother India" has been lauded by Arnold Benett as "a shocking book, in the honourable sense." Unfortunately, for obvious reasons, there is a widely prevalent wish amoung the race that rules India to believe any detraction that may bring discredit upon India, and consequently the kind of shocks that Miss Mayo has manufactured offers them a delicious luxury of indignation. The numerous lies mixed with facts that have been dexterously manipulated by her for the production of these shocks are daily being exposed in our journals;

but these will never reach the circle of readers which it is easy for Miss Mayo to delude. Along with other eastern victims of lying propaganda, we in India also must defencelessly suffer mud-besmearing from unscrupulous literature: for your writers have their machinery of publicity which is cruelly efficient for raining slanders from a region usually unapproachable by us, shattering our fair name in an appallingly wholesale manner.

I happen to be one of those whom the writer has specially honoured with her attention and selected as a target for her midnight raid. Difficult though it is for me completely to defend myself from such a widespread range of mischief., I must try through your organ to reach the ears of at least some of my friends, who are on the other side of the Atlantic and have, I hope, the chivalry to suspend their judgment about the veracity of these shocking statements made by a casual tourist against a whole people, before lightly believing them to be honourable.

For my own defence, I shall use the follwing extract from a paper written by Mr. Natarajan, one of the most fearless critics of our social evils. He has incidentally dealt with the incriminating

allegation against me deliberately concocted by the writer out of a few sentences from my contribution to Keyserling's "Book of Marriage"—cleverly burgling away their true meaning and shaping them into an utterly false testimony for her own nefarious purpose. Mr. Natarajan writes as follows :—

"Tagore sets forth his own ideal of marriage in five long pages at the end of his paper (Keyserling, pp. 117 *et seq.*) 'Let me,' he begins, 'as an individual Indian, offer in conclusion my own personal contribution to the discussion of the marriage question generally.' He holds that the marriage system all over the world–and not only in India from the earliest ages till now, is a barrier in the way of the true union of man and woman, which is possible only when Society shall be able to offer a large field for the creative work of women's special faculty, without detracting from the creative work in the home.'

"If Miss Katherine Mayo was not a purblind propagandist but an honest enquirer, and if she had the patience to read Tagore's essay, she might have asked any one in Calcutta what the age of

marriage of girls is in Tagore's own family. That she was determined to discredit the poet is evident."

Let me ask some of your readers to read my paper on Hindu marriage in Keyserling's book and challenge, in fairness to me, Miss Meyo to prove that it was my own opinion, as she asserts, that child marriage is "a flower of the sublimated spirit, a conquest over sexuality and materialism won by exalted intellect for the eugenic uplift of the race," implying "the conviction, simply, that Indian women must be securely bound and delivered before their womanhood is upon them, if they are to be kept in hand."

Let me in conclusion draw the attention of your readers to another amazing piece of false statement in which she introduces me, with a sneer, as a defender of the "Ayurvedic" system of medicine against Western medical science. Let her prove this libel if she can.

There are, like myself, other numerous witnesses who, if they find their access to the Western readers, will be able to place their

complaints before them, informing them how their views have been misinterpreted, their words mutilated, and facts tortured into a deformity which is worse than untruth.

SANTINIKETAN.

*9 November, 1927.* RABINDRANATH TAGORE.

———o———

# ૧ અમેરિકા!

**ડૉ. સુધીન્દ્ર બોઝ** અમેરિકાની **આયોવા** યુનીવર્સિટીમાં અધ્યાપક છે. એમણે તા. ૨ ૭ ફેબ્રુઆરી ૧૯૨૬ ના **'મોડર્ન રિવ્યુ'**માં અમેરિકાની પરિસ્થિતીનું વર્ણન કરતાં લખ્યું છે કે :—

અમેરિકાના સમાચાર પત્રો એવાંજ રોદણાં રોયા કરે છે કે જો એશિયાવાસીઓ અહીં અધિક સંખ્યામાં આવી પડશે તો તેમના સ્વર્ગનો વિનાશ થઇ જશે. એમનું કહેવું છે કે એશિયાના લોકો અમેરિકાની સભ્યતા કે જે કમળના પાન જેવી ઉજળી અને નિર્મળ છે તેના બગાડનું કારણ છે. બગાડ બગાડની બુમો પાડનારા આ વિનયના ઇજારદારો ! એશિયાના પતન તથા પાપોનું ઘૃણિત ચીત્ર દોરીને પોતાના દેશબંધુઓને ચેતવણી આપ્યા કરે છે કે:— 'આ એશિયાના ભુતોથી દેશને બચાવો!' આ રોગ આખા અમેરિકામાં ફેલાતો જાય છે. પરંતુ **"પતિત'** એશિઆવાસીઓને જોઇને નખથી શિખા સુધી કંપવા શિવાય, અમેરિકા પોતાના નૈતિક પતન પર કદાચ ભલે આંખઆડા કાન કરે. કેટલાક દિવસ ઉપર એક અમેરિકન રાજનૈતિક અમેરિકાને સંસારના બધા દેશોમાં સઉથી પાપમય દેશ બધારે કહ્યો હતો !

પિશાચિક પાપોની ઘૃણિત ઘટનાઓ અહીં રોજ સમાચાર પત્રોમાં છપાતી જાય છે. એક સ્ત્રીએ પોતાના પતિને **ઝેર** આપ્યું છે, અને પછી એક વીમા કંપની પાસેથી **૩૦ હજાર રૂપીઆ,** કે જેનો તેના નામ ઉપર વીમો ઉતરાવેલો હતો, તે વસુલ કરવાના પ્રયત્નમાં લાગી છે. વીમાની સરત એમ હતી કે જો તેનો પતિ

**શાંતિથી મરે તો** બાઇને **રૂ. ૧૫ હજાર મળે** અને જો **બળ-જોરીથી મારી નાંખવામાં આવે તો રૂ. ૩૦ હજાર મળે.** જ્યુરીએ મૃત્યુ બળજોરીથી થયું છે એમ ઠરાવ્યું હતું!

**આયોવા જીલ્લામાં** એક માતાએ પોતાના **૧૫ દિવસના બાળકના** ગળા તથા હાથ ઉપર અસ્તરાથી કાપા મુકયા હતા, કારણ કે છોકરૂં બહુજ રડતું હતું અને તેને હેરાન કરતું હતું!

**મેસાચુસેટ** ના મેદાનમાં એક પબ્લીક સભા મળી હતી, ત્યારે કેટલાક સભ્યોએ સભામાં ભંગાણ પાડવાનું ઇચ્છયું, અને તુરતજ ભયંકર યુદ્ધ ચાલુ થઇ ગયું. સેંકડો માણસો જોડાયા. ઇંટ, પથ્થર જે હાથમાં આવ્યું તેનાથી હાંકે રાખ્યું. પોલીસ પણ નાક લીટી ખેંચી ગઇ, ઓફીસરની પીસ્તોલ, હાથકડીઓ, વીગેરે છીનવી લીધું, પોલીસની છાતી પર બંદુકો રાખીનેજ આ બધી ઘટના બની ગઇ!

**શિકાગોના** બે ઉંચા વર્ગના **વિદ્યાર્થીઓ** કે જેઓ પૈસાદારના પુત્રો હતા તેઓ કોઇ **અઘોર પાપ** કરવાનો નિશ્ચય કરીને નીકળી પડયા. એક નાના છોકરાને ફોસલાવીને પોતાની મોટરમાં બેસાડી લીધો, અને એક નિર્જન રસ્તામાં હથોડી મારીને તેનું માથું ફોડી મગજ કાઢી નાંખ્યું ને લાશને જાળામાં ફેંકી દઈ ચાલતી પકડી!

**ઓહિઓમાં** એક સન્નારી! એ પોતાના દોઢ મહીનાના બાળકને કુંડામાં પાણી ભરીને નાંખી દીધું, અને નીચે દેવતા કર્યો. અમુક કલાકો બાદ તેના પતિએ જોયું તો બચ્ચું **ઉકળી** ને મરી ગયું હતું!

**દક્ષિણ ડેકોટાની** એક બેંકમાં બે બાઇઓ મોટર મારફતે જઈ પહોંચી અને એકે કેશીઅર સામે પીસ્તોલ ધરી અને બીજીએ નાણાં એકઠાં કરી લેવા માંડયાં. એક બુઢી હતી તેણે કહ્યું કે 'જરાએ હાલશો ચાલશો નહી; કારણ કે મને જાનથી મારવાનું પસંદ નથી છતાં પણ હાલશો તો જોઇ લેજો!' એમ કરી તીજોરીનાં તળીઆં સાફ કરી બંને ચોર મોટરમાં રવાના થઇ ગઇ!

**ન્યુયોર્ક**ના એક સદગૃહસ્થે! એક બાઇ જે પોતાના પતિને ત્યજીને તેની સાથે આવી શકતી નહોતી તેને માથામાં હથોડી મારીને ઘાયલ કરી. પછી તેને મુર્છીત અવસ્થામાં ઘસડીને ભઠ્ઠીમાં નાંખી અને બંધ બારણું ફુંકી મારી-રાખ કરી દીધી. આવાં ક્રુર કાળાં કામો જે દેશમાં થઈ શકતાં હોય તે બીજાને શીખામણ આપવા શું મ્હોં લઇ નીકળતા હશે?

આ ઘટનાઓ ખરેખર રોમાંચકારી છે. તે બતાવી આપે છે કે ત્યાં પવન કેવો વાય છે. અમેરિકન લોકો પોતાની સભ્યતાનાં ગુણગાન ગાતાં ગાતાં થાકતા નથી, પરંતુ તેમનાજ દેશમાં જગતભરની ભયંકર પાપલીલા ચાલી રહી છે. **ન્યુયોર્કના** જજજ મહાશય **આલફ્રેડ ટેલી**એ કહ્યું હતું કેઃ-"આ દેશમાં અઘોર પાપ ચાલી રહ્યું છે અને દુનિયાના બધા દેશો કરતાં વધારે અરાજકતા (Lawlessness) છવાઇ રહી છે." ઇંગ્લાંડ, **ફ્રાન્સ**, ઇટાલી, **જાપાન** વીગેરે જગતભરના કોઈ પણ દેશમાં એટલું પાપ, એટલો દુરાચાર નથી થતો કે જેટલો અમેરિકામાં થાય છે. ત્યાંની પ્રત્યેક જગા ચોર, ડાકુ અને લુટારાઓથી ખદબદી રહી છે. પુરૂષોમાં તમાકુ પીવાની હોકલીઓ તથા સ્ત્રીઓમાં મ્હોં પર લગાડવાનો પાઉડર જેટલો પ્રચલિત છે, તેના કરતાં પણ બંદુક યાને પિસ્તોલ ઘણીજ વધારે

પ્રચલિત છે. અમેરિકન લોકો એટલાજ માટે પિસ્તોલ રાખીને બહાર નીકળે છે કે જેથી કોઇ લુંટારાઓ રસ્તામાં તેમની છાતી પર ચડી ન બેસે. અમેરિકામાં **શિકાગો** સાથી મોટું શહેર છે અને દુનિયાના એકંદર મોટા શહેરોમાં તેનો બીજો નંબર છે. આ શહેરમાં હત્યાઓની સરેરાસ પ્રતિદીન એક કરતા વધારે છે. **૧૯૨૫** ની સાલમાં ફક્ત ન્યુયોર્ક શહેરમાંજ **૩૪૭** હત્યાઓ થઇ હતી. જે **૧૯૨૪ માં ૨૭૦ હતી.** ક્રિશ્ચીઆનીટીના આ જમાનામાં **શિકાગો** પાપની રાજધાની બની ગયું છે.

અમેરિકામાં છેલ્લી **૨૫ સાલથી** પાપનાં છમકલાં નહીં પણ પાપનો દરિઓજ રેલાયો છે. **ડૉ. ફ્રેડરિક હોફમેન** જેઓ આ વિષયના ખાસ અભ્યાસી છે તેઓના કહેવા મુજબ પાછળની **૨૪ સાલોમાં** હત્યાઓની સંખ્યા **બમણી થઇ** ગઇ છે. **૧૯૧૪** ના મહાયુદ્ધમાં **૪૦ હજાર** અમેરિકનો મરી ગયા હતા, પરંતુ યુદ્ધ પછીથી **૧૯૨૫** સુધીમાં જેટલી હત્યાઓ અમેરિકામાં થઇ તેની સંખ્યા ૪૦ **હજારથી** કેટલીએ **વધુ** થવા જાય છે. **આખા અમેરિકામાં ૧૧ હજાર** કરપીણ હત્યાઓ **હર સાલ થાય છે.** છેલ્લી **૧૫** સાલોમાં અહીંની હત્યાની **સરેરાસ દર હજારે ૮૦ થી ૧૦૦ સુધી** આવી પહોંચી છે, જ્યારે **જાપાન,** ગ્રેટ બ્રિટન, **આયરલેન્ડ, હોલેન્ડ, સ્વીટ**ઝરલેન્ડ, અને **નારવે**માં હત્યાની સરેરાસ સંખ્યા ફક્ત ૩ થી ૯ સુધી છે. **ડૉ. હોફમેન**નું કહેવું છે કે અમેરિકામાં એવો વખત આવ્યો છે કે કોઇ પણ, ક્યાંય પણ, કોઇ દિવસ સુરક્ષિત નથી. ખુનો ઘણીજ કરપીણ રીતે કરવામાં આવે છે, અને તેમાં બુધ્ધિનો બધોજ ખજાનો ઠાલવી દેવામાં આવે છે. રાજ કારભારીઓ આ બધું બંધ કરવામાં હાથ ધોઇ બેઠા છે. અમેરિકન સભ્યતાની ઉન્નતિના વિષય પર આ શું ઓછું છે?

**એસોશિયેટેડ પ્રેસ**ના હાલનાજ રિપોર્ટથી માલમ પડે છે કે ફક્ત **મોટરથીજ અમેરિકામાં દરેક દિવસના દરેક કલાકે બેથી વધારે મરણ થાય છે. ૧૯૨૩**ના રીપોર્ટથી માલમ પડે છે કે અમેરિકામાં **એક લાખમાં ૧૪·૮**નું મૃત્યુ મોટર અકસ્માતથી થયું હતું, જ્યારે ઇંગ્લાંડ તથા **વેલ્સમાં ૫·૩**નું, **સ્કોટલેન્ડ**માં **૪·૩** નું **ન્યુ ઝીલેન્ડ**માં ૪·૬નું અને **કેનેડા**માં **૩·૬**નું પ્રમાણ હતું. **૧૯૨૪**ના રીપોર્ટથી જણાય છે કે અમેરિકાનાં ૧૫૮ **શાહેરોમાં એક લાખમાં ૧૯·૪ નું** મૃત્યુ **મોટરોથી થયું**, અર્થાત આ સાલમાં મોટરોથીજ **૧૭,૪૦૦** નાં મરણ થયાં હતાં. મોટરો ઝડપથી દોડાવવામાં જે મઝા અને લહેજત આવે છે તેવી મઝા આપણા જેવા માણસની જીંદગીની દરકાર કરવા જતાં ક્યાંથી મળી શકે ભલા? ફક્ત **ન્યુયાર્ક**માંજ દર સાલ **૩૦૦** બાળકો મોટરો નીચે પીલાઇ જાય છે, **શિકાગો**માં **૨૫૦,** એ બે મલીને એક સાલમાં **૫૫૦** બચ્ચાંઓ મોટરોનાં ભોગ બને છે. આ હીસાબથી લગભગ ૭૦૦૦ બાળકો તો મોટરોનાજ શિકાર બનતા હશે! '**નેશન**' પત્રનો લેખક જણાવે છે કે કદાચ તુર્ક લોકો દર સાલ ૭૦૦૦ ક્રિશ્ચીયન બાળકોને આ પ્રમાણે કાપી નાંખે તો શું અમો આમ જોયાજ કરીશું? **અમેરિકામાં** લુટ-ચોરીથી જે નુકસાન થાય છે તે પણ સાધારણ તો નથીજ હોતાં. યુવક યુવતીઓ પીસ્તોલ લઇને ફરે છે અને ગાડીઓને ઉભી રાખે છે. ગાડીઓને લુંટવાનું એટલું બધુ વધી ગયું છે કે છેલ્લી બે સાલોથી **પોસ્ટ ખાતાએ** રજીસ્ટર ટપાલને રાતની ગાડીમાં મોકલવાનું સદંતર બંધ કર્યું છે. દિવસે પણ **સ્ટેશનો** ઉપર ટપાલ પહોંચાડનારી ગાડીઓની રક્ષા માટે બંદુકદારો રાખવામાં આવ્યા છે. ગયા ઓક્ટોબરથી **બોસ્ટન** શહેરની જનરલ પોસ્ટ ઓફીસ અને બીજી લોકલ ૮૩ સબપોસ્ટ

ઓરીસો કીલ્લે બંધીના ધોરણે બાંધવામાં આવી છે અને તેના ઉપર સખત પહેરો રાખવામાં આવ્યો છે. પોસ્ટની **રસીદો** પણ લોખંડની ગાડીઓમાં મોકલવામાં આવે છે અને તેના પર ચાર ચાર બંદુકદારો રાખવામાં આવ્યા છે. ઉઘાડી બારી આગળ કામ કરનારા પોસ્ટના કારકુનો પાસે પણ પીસ્તોલ રાખવામાં આવે છે. **બોસ્ટન** શહેરની આ હીસાબે વાત છે! **૧૯૨૫** માં ફક્ત શિકાગો અને **ન્યુયોર્ક** એ શહેરોમાંજ **બ્રિટીશ** કેનેડા કરતાં **છ** ગણી સંખ્યામાં માણસો લુંટાયા હતા. **વિલિયમ બર્ન્સ** નું કહેવું છે કે રેલવે વીગેરેની ચોરી **દર સાલ ૩૦ કરોડથી પણ વધારે થાય છે.** 'અમેરિકન બેંકર્સ એસોસિએશન' ના પોતાનાજ હિસાબે તેમના માણસોમાં **૪૫૫** માણસો **ચોર હતા,** કારણ કે તેમને કુલ રૂ. **૩,૬૭૩,૪૬૭** ની ઘટ વેઠવી પડી હતી. તેમનો એવો અભિપ્રાય છે કે વરસ ભરના પ્રત્યેક દિવસે બેંકના માણસોમાંથીજ એકથી વધુ ચોર પકડવામાં આવે છે, બીજા માણસો જે બેંકને નુકશાન કરી જાય છે તેનો તો હીસાબ કરતાજ નથી. શું આવુંજ અમેરિકા છે! શું લુંટ કરવી એજ અમેરિકાનો જાતિ સ્વભાવ બની ગયો છે?

**અમેરકા**ના એક પ્રસિદ્ધ પત્ર '**બિઝનેસ**' માં મહાશય **એડવર્ડ એચ. સ્મિથ** લખે છે કે **અમેરિકામાં** લોકોને દર વરસ ૩૦ અબજ રૂપીઆની **ચોરી, લુંટ.** ઠગાઈ અને **દેવાળા** વીગેરેમાં **નુકશાન થાય છે.** આ સંખ્યા **૧૯૨૩** ના અમેરિકાના **જાતિય-બજેટ** થી **ત્રણ** ગણી છે. અને તે વર્ષની જાતિની સાધારણ આમદાનીથી **અઢી ગણી** છે, અને **આર્મી** અને **નેવી**ના વાર્ષીક ખર્ચથી **બાર ગણી** છે! અમેરિકામાં '**બોર્ડ ઑફ ટ્રેડ**' ના નામથી **૬ અબજ** રૂપીઆ ઠગી લેવામાં આવે છે;

**૩૦ કરોડ રૂપીઆ ખોટી સહીઓ** કરીને, **૧ અબજ ૨૦ કરોડ જુઠા દેવાળાં** કાઢીને, **૪૫ કરોડ આસામી ખાધ તરીકે, ૩૦ કરોડ ખોટી હુંડીઓથી, ૬૦ કરોડ સરકારી ચોરીથી** લોકોના રૂપીઆ **ડુલી** જાય છે. આ ઉપદ્રવનો અટકાવ કરવા માટે **પોલીસ** વગેરેનું **૩ અબજ રૂપીઆનું** ખર્ચ **દર વરસે** કરવામાં આવે છે. તેની સાથે **કોર્ટ, જેલ, ગાંડાઓની હોસ્પીટાલ** વગેરેનું ખર્ચ પણ ગણવું જોઇએ. અમેરિકામાં ૨ લાખ માણસો જેલમાં છે, અને આ બે લાખ તો એકંદર ગુનેહગારોના પાંચમા ભાગનાજ છે એટલે કુલ ૧૦ લાખ થયા. આ બધા લોકો મલીને જન સમાજના જેટલા રૂપીઆ હજમ કરે છે તેનો કુલ સરવાળો લગભગ **૩૦ અબજ થવા જાય છે!**

કેટલાક પાષાણ હૃદયી અમેરિકનો **નીગ્રો** (હબસી-કાળા) લોકોને જીવતાજ બાળી નાંખે છે, તેને '**લીન્ચીંગ**' (Lynching) કહે છે. **૧૮૮૯** થી **૧૯૧૯** સુધીના ત્રીસ વર્ષમાં **દર સાલ નીગ્રો લોકોની સરેરાસ ૧૦૭** ની **સંખ્યાને જીવતા બાળી દેવામાં આવી છે.** ચાર પાંચ રાજ્યો શિવાય અમેરિકાના '**રાષ્ટ્ર સંઘ**' માં પાછલાં **૪૦** વરસોથી દરેક રાજ્યમાં **આ નિંદ્ય** કાર્ય થાય છે.

મનુષ્ય દેહને જીવંત અગ્નિદાહ કરવાની સાથે બીજા પણ પૈશાચીક અત્યાચારો કરવામાં આવે છે. **ચેટનુંગા** શહેરના '**ડેલી ટાઇમ્સ**' તા. ૧૩-૨-૧૯૧૮ ના ઇસ્યુમાં જીવીતદાહનું નીચેનું વર્ણન કેટલું હૃદય સ્પર્શી છે તે વાંચો:-

"**જીમ મૈકલહોન**" નામે નીગ્રોને મોઢું છુપાવેલા લોકોએ (Klu-Klux-Klan) સતાવીને બાળી દીધો. આ દેખાવ હજારો

સ્ત્રી, પુરૂષ અને બાળકો જોઇ રહ્યા હતાં. હબસીનો જીવ લેવાની બુમો આકાશને ભેદી નાંખતી હતી. કારણમાં બે શ્વેતાંગો નામે **રોજર્સ** તથા **ટાઇજીસ** ને તેણે ઘાયલ કર્યા હતા. ૧૨ મોઢું ઢાંકેલા માણસોએ મળીને ૨૦૦૦ લોકોની મેદની વચ્ચે તેને બાળી નાંખ્યો, અને ઉભેલા બધા લોકો આ તમાસો જોઇ રહ્યા. **નીગ્રોને** લઇ જઇને ઝાડ સાથે બાંધીને પાસે ધગધગતા અંગારના ઢગલામાં ધગાવી લાલ થયેલો સળીઓ કાઢીને તેના શરીરમાં વારંવાર ઘોંચવામાં આવ્યો—તે ત્રાસજનક કલ્પાંત કરી ઉઠ્યો—નરમાંસ બળવાની બદબો વાતાવરણમાં ફેલાઇ ગઇ. તે અસહ્ય દુઃખથી ગાંડા–બેબાકળો થઇ ગયો. ગરમ સળીઆથી આખા શરીરે દઝાઇ–ફુગાઇ ફેંદાઇ ગયો. અને પછી તેના શરીર ઉપર **પેટ્રોલ** છાંટીને સળગાવી મુકવામાં આવ્યો. તે બીચારાએ અનેક વખત બુમરાણ કરીને કહ્યુ કે મને જલ્દી બંદુકથી મારી નાંખો. પણ સૌ ખીલખીલીને હસી રહ્યાં હતાં, અને તે તરફડી તરફડીને જીવતો બળી રહયો હતો!

આવા આવા હત્યા કાંડ કરનારાઓની તો એક અમેરીકામાં મંડળી છે, જેને '**કુ–કલક્ષ–કલૅન**' (Ku–Klux–Klan) કહેવામાં આવે છે. આ લોકો એક જાતનો સફેદ રંગનો બુરખો મોઢાપર રાખે છે. એ લોકોનો ઉદ્દેશ **શ્વેતાંગ** લોકોનું મહત્વ, ઉચ્ચપણું કાયમ રાખવુ એ છે. આ મંડળીના લોકો સ્ત્રી પુરૂષોને ઉઠાવી જાય છે–છેટે લઇ માર મારે છે, શરીર પર ડામર છાંટે છે, ગોળીથી વીંધી નાંખે છે, અથવા ફાંસીએ લટકાવી દે છે. આ ગુપ્ત મંડળ **૧૮૬૬**માં કેટલાક યુવકોએ સ્થાપ્યું હતું. થોડાં વર્ષ કામ શાંત હતું પરંતુ **૧૯૧૫ માં કર્નલ વીલિયમ જોન્સ સાઇમને**

આ કામકાજમાં તેજી આણી. છેલ્લા દીવસોમાં સમાચાર પત્રોથી માલમ પડેલું કે તેની **પ્રમુખ એક અમેરીકન સ્ત્રી છે!** જેનું નામ **ઈલીઝાબેથ ટાઈલા** છે. તે આ સંસ્થાની **મહારાણી** કહેવાય છે, જેની નજર આગળજ આવાં સર્વ સુકૃત્યો! થાય છે. **નાના મોટા સૌ, દોઢ લાખ સ્ત્રીઓ મલીને, કુલે પાંચ લાખ તો તેના સભ્યો છે!"** આ અઘોર અને અનર્થકારી કૃત્યો એવા એક દેશમાં બની રહ્યાં છે કે જ્યાંના લોકો ક્રિશ્ચિયાનીટીની ઉચ્ચ સભ્યતા માટે છાતી ફુલાવવાનું સાહસ કરે છે' અને જે આપણી શુભેચ્છક **મીસ મેયોનું માદર વતન છે!**

——:0:——

# 'સભ્ય સંસારમાં અસ્પર્શ્યો!'

નિઃસંદેહ આપણે આપણા ભાઈઓનેજ અસ્પર્શ્ય ગણીએ છીએ છતાં એકલા આપણેજ તેમ કરતા નથી, અને આપણે જે કર્યું છે તેમ તેનું પ્રાયશ્ચિત પણ ભોગવવું પડ્યું છે. તેમજ જ્યાં સુધી તે દૂર નહીં કરીએ ત્યાં સુધી કુદરતી ન્યાયે આપણે ઘણું સહન પણ કરવુંજ પડશે. પરંતુ ગોરા લોકોમાં પણ માણસને અસ્પૃશ્ય ગણવાનું પાપ ચાલી રહ્યું છે. ગોરી જાતોએ કાળી જાતિઓની સાથે કેવો વર્તાવ રાખ્યો છે અને રાખે છે, તેની નોંધ જગતભરના ઇતિહાસમાં કાળા અક્ષરે લખાયેલી છે. **નીગ્રો** સાથે અમેરિકામાં શું શું નથી બન્યું? નીગ્રોને આત્મા હોતોજ નથી, તેઓ ગુલામો છે, તેઓ વેચાતા હતા, **હ**રરાજ પણ કરી શકાતા હતા, જો કે તે જાતમાં પણ મોટા ડૉક્ટર, બેરિસ્ટર, વેપારી પણ થઇ ગયા છે—તેમના કેટલાંએ—વિશ્વવિદ્યાલયો ચાલે છે અને કેટલાંએ વહાણો ચાલે છે. સેંકડે **૭૨ ટકા** તો લખી વાંચી શકે છે. આજે તેઓ સાથે અમેરિકન ગોરાઓ શું વર્તન ચલાવી રહ્યાં છે! હમણાંજ ઝીતદાહનું મર્મવેધક વર્ણન આપી ચુક્યા છીએ. અમેરિકામાં હાલ નીગ્રો માટે જુદાં હોટેલ, ગાડીઓ વીગેરે નીકળ્યું છે જેના ઉપર **'ફક્ત નીગ્રો માટે'** એમ લખ્યું છે. જુદાં વિદ્યાલયો પણ છે. **૧૯૨૬ ના જુનના 'મોડર્ન રિવ્યુ'** માં **'The World Tomorrow'** માંથી નીચેનું વર્ણન જાણવા માટે આપવામાં આવ્યું છે:—

"હાલમાંજ '**ક્રિશ્ચિઅન હેરલ્ડ**' માં જાહેરખબર વાંચીને '**પેલેસ્ટાઇન**' માં પાદરીનું કામ કરવા માટે એક અરજી આવી.

ઉમેદવારને ન્યુયોર્ક બોલાવવામાં આવ્યો. એને જોતાં માલુમ પડ્યું કે તે તો **નીગ્રો** છે, એટલે જતા આવતાનું ભાડું આપી રવાના કરી દીધો! ખેર! **ન્યુયોર્કની** મફત યાત્રા તો થઇ!"

"એક જાહેરખબર છપાઇ કે 'જોઇએ છે, ફેકટરીમાં કામ કરનારા માણસો, ફક્ત અનુભવીઓએજ અરજી કરવી. અઠવાડીએ **ગોરાઓને ૨૪ ડોલર, અને કાળાઓને ૨૦ ડોલર** રોજી આપવામાં આવશે"! શું કાળાઓના આત્મા પણ કાળા હશે? તેઓમાં શું કામ કરવાનું તેટલું બળ ઓછું હશે? દાંતના ડૉકટરોનું સંમેલન થવાનું હતું. પહેલાંથી વિચાર કરીનેજ ગોરા ડૉકટરોએ કાળા ડૉકટરોને કહાવી મોકલ્યું કે જો તમો પગથીઆ ઉપર બેસવાને કબુલ હો તો ઘણીજ ખુશીથી પધારજો.' શું ધિક્કારી મનોદશા!

**દક્ષિણ કેરોલીનામાં** એક ગોરાએ એક મોટર ચોરી તેને ત્રીસ દિવસની સાદી કેદ, અને તેજ દિવસે એક સાઇકલ ચોરનાર નીગ્રોને ત્રણ વર્ષની સખત મજુરી સાથે કેદ ફરમાવવામાં આવી! ત્યાં મોટર કરતાં સાઇકલ શું ૩૬ થી પણ વધારે ગણી કીંમતની હશે?

એક વિદ્વાન નીગ્રો ફ્રાંસના વિશ્વવ્યાપી યુદ્ધમાં માણસોના હક્કોને માટે જીવને જોખમે લડયો. પાછો આવીને 'સિવીલ સર્વિસ'ની પરીક્ષામાં બેઠો. માર્ક ૯૮ાા ટકા આવ્યા. પહેલો આવ્યો—છતાં નોકરી લેવા ગયો ત્યારે ત્યાં કામ કરવાવાળી સ્ત્રીએ કાળો માણસ જોઇ તેની મશ્કરી કરી—નોકરી તેને ન મળી, અને ૭૫ ટકા માર્કથી પાસ થએલ એક ગોરાથી એ જગા પુરી નાંખવામાં આવી.

નીગ્રો જમીનદારની કોલેજમાં શીક્ષીકાનું કામ કરતી એક નીગ્રો બહેન, પોતાના ભાઇને ત્યાં એક રાતે ગઇ. તે ભાઇની રૂની ખેતી જોઇને ગોરા જમીનદારો ઇર્ષાથી બળી ગયા અને તેની નીપજને આગ લગાડવા વિચાર કરવા લાગ્યા. તે રાતે તે ભાઇ બહેને કંઈ બહાર અવાજ સાંભળ્યો. ભાઈ બહાર ગયો તેવામાંજ બહેને ગોળીનો અવાજ સાંભળ્યો. જ્યાં બહાર જઈ જોયું તો ભાઇ મરેલો પડ્યો હતો. તે ચોધાર આંસુએ ભાઇની પાસે ઉભી હતી, તે જોઇ એક ગોરો બીજાઇને બોલ્યો કે–તેને પણ ઉડાવી દો. પણ જમાદારે આગળ આવી તેને બચાવી લીધી અને તેણી ભાઇને ગાડીમાં રાખી લઇને શહેરમાં જતી રહી!

'એક ગોરી છોકરી ઉપર આક્રમણ કરવાના ગુન્હાને લીધે એક નીગ્રોને **ડેલાવેર**માં ફાંસી આપવામાં આવી. **અલાવામાં** બે ગોરાઓએ કાળી છોકરી પર હલ્લો કર્યો–દરેકને ૧૫૦ ડોલરનો દંડ કરી છોડી દીધા.–' **અદ્દલ ન્યાય!**

**ગલ્ફ સ્ટેટની** એક ગોરી શિક્ષિકાએ નીગ્રો વિદ્યાર્થીના પરિષદમાં ભાગ લીધો, જમી. પરિણામમાં રાજીનામું આપવું પડ્યું પણ કહેતી ગઇ કે-"પરિષદની કિંમત આગળ મને રાજીનામાનો કંઇ હીસાબ નથી." ગોરાઓનો એકંદર વહેવાર જોતાં આખી હબસી જાતીનું હૃદય ઘણું વિક્ષુબ્ધ થઇ ગયું છે. એક 'નીગ્રોએ' (હબસીએ) એને કેવા દારૂણ હૃદય પલટાઓ થયા કરે છે તેનો હેવાલ આપ્યો છે. એનું નામ **'બરગાર્ડ ડુ બોયસ'** છે. 'Dark Water' નામના પુસ્તકમાં 'The Soul of White Folk' ના પ્રકરણમાં એ લખે છે કે:—

"હું મ્હારી છત પર બેઠો બેઠો માનવ જાતિના ભરતી ઓટના ઉછાળાઓ જોઈ રહયો છું. કંઇ કંઇ આત્માઓ દેખાય છે; તેઓ આવે છે, જાય છે, ભરતી ઓટના વમળોમાં ચકકરો ખાય છે, પરંતુ આ બધામાં મ્હારી સ્થીર દ્રષ્ટી 'શ્વેતાંગ મહા પ્રભુ'ના આત્મા પર ઠરી ગઈ છે, ચોંટી ગઇ છે.

શ્વેતાંગોનાં આત્માઓનાં હું પરદે-પરદા જોઇ શકું છું. હું આ આત્માઓ પરનું આવરણ ઉતારી લઈ, ઉલટ પાલટ કરી તેમને આગળ પાછળથી બરાબર નીહાળી રહયો છું. એમના પેટના ઉંડાણમાં જે વાત છુપાઇ રહી છે તે પણ મ્હને બરાબર દેખાય છે. હું તેમના એક એક મનોભાવ વાંચી રહયો છું; એમને પણ બરાબર ખબર છે કે મ્હને પણ એમની તમામ હાલત માલુમ છે. એથી તો તેઓ કોઇક વખત ગભરાઈ ઉઠે છે, કદી કદી ક્રોધથી ઉછળી પડે છે. એમનું કહેવું છે કે મ્હને જીવવાનો કોઈ અધીકાર જ નથી; એમના શબ્દોમાં હું સૃષ્ટીનું 'કલંક' છું. હું એમના પર ફકત ખીજાઇને જ રહી જાઉં છું. મ્હારા અંતર આત્માપર ઘોર નિરાશા છવાઇ જાય છે. તેઓ આગળ પાછળ ભટકાય છે, ચીલ્લાય છે, ધમકાવે છે, ઉપદેશ દે છે. સત્યને છુપાવીને એમના આત્માના ગંદવાડને તેઓ છુપાવવા પ્રયત્ન કરે છે, પરંતુ હું તેમના તમામ પદાઓ ઉતારી ઉતારી જોઇ રહયો છું. ઓહો! સંખ્યામાં તેઓ કેટલા છે! મનુષ્ય હોવા છતાં પણ તેઓ કેટલા કુંઠીત અને પતિત છે!"

પરમાત્માએ બનાવેલા સર્વ રંગોમાં 'ગોરો રંગજ' 'સર્વોત્કૃષ્ટ છે એ અતુટ વિચારની સચોટ છાપ દરેક ગોરા રંગવાળાના મગજમાં જડાઇ ગઈ છે—ઘર ઘાલી બેઠી છે. જેમના હૃદયમાં કંઈક

મીહાશ છે એવા 'ગોરાઓ' સાથના મ્હારા સાધારણ વાતચીતના વિષયોમાં પણ એવું વાતાવરણ જરૂર ઉત્પન્ન થએલું મ્હેં જોયું છે કે જેમાંથી એમનો અવાજ ગુંજતો હોય છે કેઃ–'અરે! ગરીબ બીચારી કાળા ચીજ! ત્હું આંસુ ના વહાવ–ક્રોધથી બળ્યા ના કરઃ હું સારી રીતે જાણું છું કે પરમાત્માનો કહેર ત્હારા પર વરસ્યો છે. હું નથી જાણતો કે, શાથી, પણ એટલું તો જરૂર જાણું છું કે એ વાત સત્ય છે. પરંતુ જો, હિંમત ના હાર, આ પતિતાવસ્થામાંજ તું ત્હારૂં કાર્ય કરે જા, અને પરમાત્માને બે હાથ જોડી પ્રાર્થના કર કે એક દિવસ એ ત્હને પણ કોઇક જન્મમાં 'ગોરો રંગ બક્ષે!' હું આ સાંભળીને હસતો નથી, પરંતુ સીધા શબ્દોમાં પુછું છું કે:—'ગોરાપણામાં એવું તે શું છે કે જેને માટે મ્હારે પ્રાર્થના કરવી જોઇએ?' આ પુછતાંજ મ્હને ઉત્તર આપવામાં આવે છે–કોઇને કોઇ પ્રકારથી સ્પષ્ટ જવાબ આપવામાં આવે છે કે:—'ગોરાંગ હોવાની મતલબ પૃથ્વીનું **સદા-સર્વદા સ્વામિત્વ! એકાધિકાર! અખંડ. નિર-બાધક શાસન!!'** આમીન!

**સાઉથ આફ્રિકા** ભારતીયોની સાથે ત્યાંના 'શ્વેતાંગો'-ગોરાઓ કેવો ખરાબ વર્તાવ રાખે છે તેનું વર્ણન કરતાં **બિશપ ફિશરે** લખ્યું છે કે:—

"ટ્રાન્સવાલ શહેરમાં લાયસન્સ વગર કોઇ પણ હિંદીથી રેલ ગાડી પર પણ ચઢી નથી શકાતું. આ લાયસન્સ આપવાનું કામ એક 'ગોરાના' હાથમાં છે. એનું દિલ ચાહે તે હિંદુસ્તાનીની દુકાન એક જગ્યાએથી કઢાડી નાંખી બીજી જગ્યાએ નાંખવાનો સ્વતંત્ર અધિકાર એને આપવામાં આવ્યો છે. ત્યાં હિંદીઓ પાકાં મકાન બંધાવી

નથી શકતાં, કારણ એમને ક્યારે ખાલી કરી જવું પડે એ નક્કી નહીં! ટ્રાન્સવાલના એક ગંદા અલગ ભાગમાં તમામ હિંદીઓ માટે રહેવાનું સ્થાન કરી આપવામાં આવ્યું છે. તેમને ત્યાંજ રહેવું પડે છે, છતાં પણ ત્યાંએ એમને સ્થિર રહેઠાણ બનાવવાનો કોઈ અધિકાર નથી! પ્રાચીન **રૂશીઆ**માં જે હાલત યાહુદીઓની હતી તેવીજ સ્થિતિ ભારતવાસીઓની આજ ટ્રાન્સવાલમાં છે. ટ્રામ ગાડીમાં પણ તેઓ માટે એવાજ અમાનુષિક નિયમો દેખાય છે. આખી ટ્રામ ગાડીમાં કેવળ ત્રણજ હિંદુસ્તાની! બેસી શકે છે. હિંદી સ્ત્રીઓ પોતાના બચ્ચાં સાથે ટ્રામ પર ચઢી જુએ કે પેલી ત્રણ બેઠકો ભરાઈ ગઈ છે તો બીજી તમામ બેઠકો ખાલી હોવા છતાંયે તેમને ઉતરી જવું પડે છે! હિંદી માત્ર ત્યાં '**કુલી**'ના નામથી ઓળખાય છે. સ્કુલોમાં શીખવાડવામાં આવતાં પુસ્તકોમાં સાફ સાફ લખ્યું છે કે હિંદુસ્તાની એ '**કુલી**' છે. **કેમ્બ્રીજ**માં ભણવાએલો હિંદી ટ્રામમાં જતો હોય છે તો નિરક્ષર મૂર્ખ ગોરાઓ એને '**કુલી**' કરી પોકારે છે! હિંદીઓ નાટકમાં નથી જઈ શકતા. પુસ્તકાલયો તથા વાંચનાલયોમાં પણ એમનાથી નથી જઈ શકાતું. હોટલોમાં પણ '**ખાન સામા**' ઓના દરજ્જા જેટલોજ તેમનો આદર થાય છે. જે હોટલમાં (બિશપ ફિશર) હું ઉતર્યો હતો એમાં થોડાક હિંદીઓ મ્હને મળવા આવ્યા. તેઓ ઇંગ્લેન્ડની વિશ્વ વિદ્યાલયોના 'ગ્રેજ્યુએટ' હતા, ધનવાન હતા, મોટરો રાખતા હતા, છતાંએ તેઓ મ્હને મળવાને હોટેલની અંદર આવી શકે તેમ નહોતું. એમને મળવા માટે મ્હારે બ્હાર જવું પડ્યું."

આફ્રીકાના '**ગોરાઓ**' આજ એમના પર ઉતરેલી કુદરત કૃપાની અવગણના કરી ભલે તેનો દુરૂપયોગ કરે-અભિમાનમાં ચસકી જઈ મદ-અને સત્તાની ભલે મોજ માણી લે, પણ 'ગોરી' નહીં એવી

કમખોડાની રંગીન પ્રજાઓનો ઉંચનો પરમાત્મા ગોરી પાનીઓ-વાળાની છાતી ફોડી નાંખતી લાતોથી જ્યારે સફાળો જાગી ઉઠશે, ત્યારે એને પણ આંકડા-અને હિસાબો ગણવા આવડતા હોવાથી આ 'શ્વેત રંગીઓ'નો એકંદર સરવાળો એ પણ તારવી તો કહાડશેજ, અને તે દિવસે? આજની હસાતી ચીરંગી પ્રજાઓ જો જીવતી હશે, જોતી હશે, તો આ 'શ્વેતાંગો'નો બેચેન તરફડાટ, પરમાત્માના સમન્યાયની દૃષ્ટીએ, જરૂર જોશે. આજે ભલે તેઓ ફુલાય-આજે ભલે 'અન્ય રંગો' એમનાથી ઠોકરાય, પણ છેવટે તો સર્વનો હીસાબ છેજ. બાકી તો નિર્માલ્ય વીર્યહીન-બેભાન પ્રજા માટે પરાધિનતાનાં સખ્ત બંધનોમાં આવા ફિક્કા આસમાની આશ્વાસન શીવાય એના ભાગ્યમાં બીજું કંઈજ ના હોઈ શકે? પ્રભુ! પ્રભુ!

——:०:——

# 'સભ્યતા' કે 'દુરાચાર ?'

કહેવાય છે કે **અમેરિકાએ** દારૂનો સદંતર બહિષ્કાર કરીને સભ્ય જગતની સન્મુખ આદર્શ ખડો કર્યો છે, પરંતુ અમેરિકામાં દારૂનો કાયદાથીજ બહિષ્કાર હોવા છતાં પણ ૧૯૨૪ માં **૩૮॥** ટકા મનુષ્યો દારૂમાં લુબ્ધ થઈ રહેલા હતા. તા. ૨૩ મી ફેબરૂઆરી ૧૯૨૪ ના **લીટરરી ડાઈજેસ્ટ'** થી માલુમ પડે છે કે દેશમાં દારૂની આયાતની બંધી માટે **૪૦૦૦૦** સરકારી નોકરો રોકવામાં આવ્યા હતા જેમાં **૪૩** ઉપર લાંચ લઈને દારૂ લાવવા દેવાનો આરોપ મુકવામાં આવ્યો હતો અને તેમાંના **૨૩** ઉપર તો તે આરોપ સાબીત પણ થઈ ગયો હતો. **'પ્રોહિબિશન કમિશનર મી. હેનીઝ'**નું કહેવું હતું કે આ સંખ્યા સાધારણ છે પરંતુ આના જવાબમાં **મિ. ફ્રૈંકે** કહ્યું કે જ્યારે **૪૩** જણાઓ ઉપર આ મુજબ આરોપ લગાડવામાં આવ્યો હતો ત્યારે બીજા એવા કેટલાએ હશે કે જેઓ પોતાની ચાલાકીને લીધે પકડાયાજ નહીં હોય ! તેઓની સંખ્યા પકડાયલા શખ્સો કરતાં જરૂર વધારેજ હોવી જોઈએ. **શ્રીમતી મેવલ વૉકર વિલ બ્રેન્ડે** આ બાબતમાં જે તપાસ કરી છે તેને આધારે ત્રણગણાથી પણ વધારે અમેરિકનો હાલમાં શરાબખોરીમાં લાગેલા છે. **કેલીફોર્નીઆ**માં કોઈ કોઈ જગો પર **૮૫ ટકા; ઓરેગન, વૉશીંગટન, મૌન્ટાના, નોર્થ ડેકોટા, મિનેસોટા** અને **મિચિગનમાં ૫૦ ટકા, જ્યૉર્જીયામાં ૯૦ ટકા, ફ્લોરીડામાં ૭૫ ટકા, લુસીયાનામાં ૯૦ ટકા, ન્યુયોર્કમાં ૯૫ ટકા** આદ-

**બીઓમાં** શરાબનો બહિષ્કાર હોવા છતાં પણ શરાબખોરી ચાલી રહી છે. ન્યુયોર્કથી તા. ૫ ડિસેમ્બર ૧૯૨૭ નો તાર 'જે જાહેર પત્રોમાં છપાયો છે.' તેમાં છે કે **દારૂ ન પીવાના કાયદાનો ભંગ કરવાના ગુન્હા બદલ ૮૪ લાખ પૌંડ દંડ તરીકે લોકો પાસેથી વસુલ કરવામાં આવ્યા** છે. જ્યારથી દારૂ પીવાનું કાયદાથી બંધ કર્યું છે ત્યારથી આજ સુધીમાં **૨,૨૨૩૦૦૦ માણસો** આ ગુન્હાથી પકડાવા માટે દંડાયા છે. શું આનું નામજ દારૂનો બહિષ્કાર? શું અમેરિકાની આજ ભવ્ય સભ્યતા કે?

**૧૯૨૪ માં ન્યુયોર્કના 'હેરોલ્ડ ટ્રીબ્યુન'**માં **મી. રિચમંડ પીઅરસન હોબ્સન લખે છે** કે જેટલી હત્યાઓ અમેરિકાના એક શહેરમાં થાય છે તેટલી આખા યુરોપમાં પણ નહી થતી હોય! કારણ કે અમેરીકામાં છેલ્લા ૧૦ વર્ષથી '**હીરોઇન**' (Heroin) નામની નીશો કરવાની ચીજ કે જે અફીણમાંથી બને છે, તેનો પ્રતિદીન બહુજ પ્રચાર થઇ રહયો છે. તેથીજ તદન ગલીચ અને કૃતાંત પાપોની સંખ્યા અમેરિકામાં વધતીજ જાય છે. આ નીશાની ચીજનો ઉપયોગ દવાના રૂપમાં કાયદા અનુસારજ થાય છે. ન્યુયોર્કમાં **૭૬૦૦૦ ઔંસ હીરોઇન** વપરાયું જેમાં ફકત **પર ઔંસજ** ડોકટરોએ વાપર્યું હતું, અને બાકીનું? બંધાણીઓજ ને? અમેરિકામાં **૧૦ લાખ યુવકો** કે જેની **ઉમર ભાગ્યેજ ૨૩ વર્ષ** ઉપર હોય છે તેઓજ ખાસ આ ચીજની ચોરીઓ કરી રહ્યા છે.

ન્યુયોર્કના 'હેરોલ્ડ ટ્રીબ્યુન' માંથી નવેમ્બર ૧૯[illegible] 'મોડર્ન રીવ્યુ' માં નીચે મુજબ ઉતારો લખવામાં આવ્યો છે કેઃ–

"When over 1200 young people between the ages of 15 and 24 take their own lives in one year (in America); when with the present rate of stasistics, every marriage will end in divorce in eleven years; when 80 percent of all crimes are committed by children under eighteen; when 42 percent of unmarried mothers are school girls under sixteen, is it not time to ring the changes on self-denial instead of self-expression ?"

"જ્યારે અમેરિકામાં **૧૫ થી ૨૪** વર્ષની ઉમરવાળા **૧૨૦૦** યુવકો **એકજ સાલમાં આપઘાત કરે છે;** ત્યારે હાલની ગણતરીના આધારે ૧૧ વર્ષમાં તો દરેક વિવાહના છુટા છેડા થશે, અને જ્યારે બધી જાતના પાપોનો ૮૦ ટકા ભાગ **અઢાર વર્ષથી ઓછી** ઉમરવાળા **છોકરાઓનાજ** હાથથી થાય છે, તેમજ જ્યારે **કુંવારી હોવા છતાં માતા બની જનારી છોકરીઓમાં ૧૬ વર્ષથી ઓછી ઉમરવાળી** સ્કુલમાં ભણનારી છોકરીઓજ **૪૨ ટકા** જેટલી સંખ્યામાં હોય છે ત્યારે શું એમ વ્યાજબી નથી લાગતું કે અમેરિકા પોતાના વિકાસને બદલે પોતાનો જે સર્વનાશ થઇ રહયો છે તેનીજ એકલી ચીંતા કરે?"

**'ઇંગ્લેન્ડના સદાચાર'** ની બાબતમાં **'નાઇન્ટીન્થ સેન્ચુરી'** માંથી કાર્તિક માસમાં પ્રગટ થયેલી **'સુધા'** માં નીચે મુજબ ઉતારો

આવ્યામાં આવ્યો છે જે સુધારાનાં બણગાં ફુંકનારા દેશોની સભ્યતા માટે પુરતું વિવેચન પુરૂં પાડે છે:-

| સન | કુલ કેટલાં બચ્ચાં પેદા થયાં | વૈધ સહવાસથી | અવૈધ સહવાસથી |
|---|---|---|---|
| ૧૯૧૪ | ૮૭૯૦૯૬ | ૮૪૧૭૬૭ | ૩૭૩૨૯ |
| ૧૯૧૫ | ૮૧૪૬૨૪ | ૭૭૮૩૬૯ | ૩૬૨૫૫ |
| ૧૯૧૬ | ૭૮૫૫૨૦ | ૭૪૭૮૩૧ | ૩૭૬૮૯ |
| ૧૯૧૭ | ૬૬૮૩૪૬ | ૬૩૧૩૩૬ | ૩૭૦૧૦ |
| ૧૯૧૮ | ૬૬૨૬૬૧ | ૬૨૧૨૦૮ | ૪૧૪૫૨ |
| ૧૯૧૯ | ૬૯૨૪૩૮ | ૬૫૦૫૬૨ | ૪૧૮૭૬ |

આ જોયો ઇંગ્લેન્ડનો વધતો જતો **સદાચાર !**

**'ગુજરાતી'** માંથી નવેમ્બર માસમાં પ્રગટ થયેલ **'મનોરમા'** માં નીચે મુજબ ઉતારો કર્યો છે, જે યુરોપીય દેશોના પતનનું ખરે-ખરૂં નગ્ન ચીત્ર દોરીને ખડું કરી દે છે:-

"સુધારાની બાબતમાં આગેવાન ગણાતા યુરોપ અને અમેરિકાના સભ્ય દેશોમાં ગૃહસ્થાઇની રીતથી વ્યભિચાર, તેમજ સાથે સાથે વેશ્યાઓની સંખ્યા પણ, બહુજ વધી ગઇ છે તે એટલે સુધી કે હવે તો તેણે એક ખાસ વેપારનું રૂપજ ધારણ કર્યું છે, એટલે કે આ વીસમી સદીની બીજી કેટલીએ નવાઇઓમાં, ગોરી સ્ત્રીઓ

અને છોકરીઓએ વેશ્યાપણું ધારણ કરી વેપારી ચીજ બની જવું એ પણ એક ખાસ સ્વભાવિક નવાઈ બની ગઇ છે.

મોટાં મોટાં સમસ્ત મહારાજ્યોના સહયોગથી સ્થપાએલા **"રાષ્ટ્ર સંઘ"** ની સામે જ્યારે આ કુપ્રથા મીટાવવા માટે જોરદાર અપીલ કરવામાં આવી, ત્યારે તેણે એક **કમીશન** નીમી આ બાબતની તપાસ કરાવી. પરીણામમાં કેટલીએ જુબાનીઓ તથા બીજી બાબતો મારફતે જે હકીકતો ભેગી થઈ તે ખરેખર ચોંકાવનારી છે. મહાસાગરમાં ઉપર તરતી દેખાતી ફકત થોડીક ચીજો આ રહી કે જે 'રાષ્ટ્ર સંઘ' ની સભામાં રજુ કરવામાં આવેલા **'ગોરી છોકરીઓનો વેપાર'** ના રીપોર્ટમાંથી લેવામાં આવી છે:—

**ફ્રાન્સનો વેશ્યા મોહોલ્લો**—યુરોપમાં વેશ્યાઓનો વેપાર ખુબ ધમધોકાર ચાલુ છે કે જેમાં લક્ષાધીપતીઓ અને કોટાધીપતીઓ બહુજ રસથી ભાગ લઈ રહ્યા છે. આ વેપારમાં તેમની લગભગ ત્રણ કરોડની મુડી રોકાઈ છે. ફ્રાન્સની રાજધાની એકલા પેરિસમાંજ **૧૭૦૦૦ મકાન** વેશ્યાઓને વસાવવા માટે—વસવા માટે કાયદેસર પરવાનો આપીને ખાસ રાખવામાં આવ્યાં છે. આવા **દરેક ઘરમાં ઓછામાં ઓછી ૩૦ જુવાન છોકરીઓને** રાખવામાં આવે છે. આ હિસાબે **પેરીસમાં ૫૧૦૦૦૦** નો **લાઈસન્સવાળી વેશ્યાઓ છે!** તો ગુપ્ત વ્યભિચાર કરવાવાળી સ્ત્રીઓનો તો હિસાબજ શું? આ પ્રમાણે **બ્રસેલ્સ** એક તદ્દન નાનું શહેર છે, છતાં ત્યાં પણ વેશ્યાઓ માટે **૭૦૦૦ ઘરો** ખાસ રાખવામાં આવ્યાં છે.

આખા **ફ્રાંસમાં** થઈને લગભગ **સાડાસાત લાખ મકાનો** આ મુજબે વેશ્યાઓ માટે **'રીઝર્વ'** રાખવામાં આવે છે તેનો દાખલો

સરકારી દફતરોમાં મોજુદ છે. આ ઉપરાંત ગુપ્ત વ્યભિચારીઓની સંખ્યા કેટલી હશે તેનું અનુમાન તો હવે સહેજ કરી શકાય એમ છે. એક વધુ નવાઇ વળી એ પણ છે કે આ વેશ્યાઓને સરકાર તરફથી લાઇસન્સની સાથે ડૉકટરી સરટીફીકેટ પણ આપવામાં આવે છે.

**અમેરિકા:**—દક્ષિણ અમેરિકામાં પણ આ વેપાર કંઇ ઓછો નથી. ત્યાંના એકજ **બુએના પેરીસ** નામના નગરમાં વેશ્યાઓ માટે **૨૦૦૦૦ મકાનો** રાખ્યા છે, એટલે ત્યાં પણ **૫—૬ લાખ છોકરીઓ** આ ધંધામાં લાગેલી છે, આ ઉપરાંત **ડીજેનેરો, મોન્ટેવીડીઓ, મેકસીકો સીટી** અને **પનામા** જેવા શહેરોમાં પણ આ વેપારનો બજાર તેજ છે.

**પેરિસ:**—આ બધી ગોરી વેશ્યાઓ અને સ્ત્રીઓના વેપારનું **મુખ્ય સેન્ટર પેરિસજ** છે, અને ત્યાં એ કામ બહુજ નિયમીત અને વૈજ્ઞાનિક પદ્ધતિ પર ચલાવવામાં આવે છે. તેને માટે ખાસ ઑફિસો ખોલી મોટા મોટા પગારદાર ઑફિસરો રોકવામાં આવ્યા છે, એ ઓફિસો ત્યાં નાટક સીનેમાની એજન્સીઓના નામથી પ્રસિધ્ધ છે, અને વેપારીની પેઢીની માફક ત્યાં મોટર, ટેલીફોન વિગેરે ઉપયોગી સાધનો પણ રાખવામાં આવે છે. દરેક દેશની રાજધાનીઓમાં આ ધંધા માટેની શાખાઓ ખોલવામાં આવી છે અને આ વીભાગનો અધિકારી જરૂર પ્રમાણે તે વિભાગમાં નવી ગોરી છોકરીઓ મોકલતો રહે છે!

સને ૧૯૨૬ નાં જર્મનીની રાજધાની **બર્લીનમાં આ ધંધા માટે ૭૫૦૦૦ હજાર છોકરીઓ એકઠી કરવામાં આવી હતી**

અને તેઓ બધીને જ્યાં ત્યાંથી લોભાવી ફોસલાવીને લાવવામાં આવી હતી. આ છોકરીઓની કીંમત શરિરનો ઘાટ અને ચ્હેરાની ખુબસુરતી પર આંકવામાં આવે છે, અને ૩૦૦ રૂપીઆથી ૩૦૦૦ સુધી તેમને વેચવામાં આવે છે !"

**રૂશિઆની** હાલત યુરોપના બધા દેશોથી તદન જુદી-વિચીત્ર છે, ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૯૨૭ ના '**લીટરરી ડાઇજેસ્ટ**'માં **મી. માલ-કુસ** રૂશિઆની બાબતમાં લખે છે કે:-"જો સ્ત્રી પુરૂષ પરણવા ધારે, તો કાયદેસર તેઓની ઇચ્છાજ બસ છે. તેમણે લગ્ન રજીષ્ટર કરાવવું અગર નહી તે પણ તેમની ઇચ્છા પરજ રાખવામાં આવ્યું છે. **સોમવારે લગ્ન કરે અને મંગળવારે છુટા છેડા થાય એમ પણ બને છે!** ૧૯૨૬ માં **૧૦૦૦૦૦ સ્ત્રીઓને** તેમના **પતિરાજોએ** ત્યજી દીધી ! **૯૦૦૦૦ સ્ત્રીઓના** બચ્ચાંઓને '**પોતાના**' કહી સ્વીકારનારા કોઇ ન મલ્યા! અને **૧૮૦૦૦ સ્ત્રી-ઓએ** કોર્ટમાં પોતાના પતિઓ પાસેથી બચ્ચાંઓના ભરણ પોષણ માટે ખર્ચ અપાવવા ફરીઆદી માંડી? આ મુજબે **૨૦૮૦૦૦ સ્ત્રીઓ** રખડી પડી અને તે બીચારાઓનું કંઈ ઠેકાણુંજ માલુમ પડયું નહીં. આ આંકડા સરકારી કાગળોના છે, અને જે સંખ્યા સરકારી કાગળોમાં આવવી રહી ગઇ હશે તેનો તો પછી હિસાબજ શું હશે? બે લાખ આઠ હજાર સ્ત્રીઓનાં બચ્ચાંનું ભરણ પોષણ કોણ કરશે? **રૂશિઆમાં નાવારસ** બચ્ચાંઓની સંખ્યા જે **સોમવારનાં લગ્ન** અને **મંગળવારના છુટા છેડાથી પેદા થયેલી છે,** તેમની સંખ્યા **૪૦ લાખ સુધીની જીવતી જાગતી મોજુદ છે!"**

સભ્યતાભિમાની કહેવાતા દેશોના મુખપર આવી અઘોર જવા-પલી આ બેનમુન કાજળ જોઇને સ્હેજે પ્રશ્ન થાય છે કે આ તો **'સભ્યતા' છે કે 'દુરાચારનો અવધી?'**

# "શ્વેતાંગોનો મહાભાર !"

ગરીબોનું પાલક **ગોરૂં જગત** હર હંમેશ ચિન્તા કરી રહ્યું છે કે રંગીન **(લાલ પીળી અને કાળી)** જાતિઓનું દરેક રીતે મંગલ કેવી રીતે થાય ! આજ ચિન્તાથી ગોરા લોકોને આરામ પણ અગરાજ થઈ ગયો છે ! તેઓ પોતાને હર હંમેશ આ બોજાથી દબાવવા માને છે ! પોતાની એ તીવ્ર ચિન્તાને તે લોકો–**"White Men's Burden"** એ નામથી કહે છે–ઓળખાવે છે ! રંગીન જાતોને સભ્યતાનો સ્વર્ગીય પ્રકાશ આપવા માટેનું કામ યુરોપની જુદી જુદી જાતિઓએ થોડું થોડું વહેંચી લીધું છે. તે એટલે સુધી કે યુરોપના એક નાનામાં નાના બચ્ચા જેવું **બેલજીઅમ** કે જેની વસ્તી માત્ર **૩૦ લાખનીજ** છે તે પણ પોતાની ભલી ફર્જ ! બજાવવા પ્રયત્ન કરી રહ્યું છે. **કાંગો**ના કાળા રહેવાસીઓને સભ્યતાનો પાઠ શીખવવા માટે **બેલજીઅમના ધોળા રબ્બરી બેડુતોએ કાળી કાંગો સ્ત્રીઓના સ્તન કપાવી નાંખ્યાં ! બચ્ચાં તથા યુવકોના હાથ પગ કાપ્યા ! સ્ત્રીઓનાં સતીત્વ નષ્ટ કીધાં ! પીતાઓની સામે તેમની છોકરીઓનું અપમાન કર્યું !** આ બધું એટલાજ માટે કર્યું કે ત્યાંના અસભ્ય લોકોએ રબ્બર નીપજાવનાર મશીનની માફક કામ ન કરતાં, ભુખ, તરસ, અને થાક લાગવા માટે ફરીઆદ કરી હતી ! આ તો નાના સરખા દુબળા બીચારા **બેલજીઅમ**ની વાત થઈ. અહીં અમે નમુના તરીકે **ડા. છેદીલાલ M. A. બેરિસ્ટર**ના **'પ્રભા'** માં છપાએલા કેટલાક લેખો ઉપરથી ૩–૪ મુખ્ય મુખ્ય ગોરી જાતોના રંગીન જાતોની સેવા માટે શુધ્ધ બુધ્ધિથી કરેલાં કાર્યોનું વર્ણન કરીએ છીએ :—

**મિસર** (ઇજીપ્ત)—એમ હતું કે એક વખત મિસર દેશ જગત્‌ભરમાં સભ્યતમ હતો. એ જમાનાને તો હવે **પાંચ હજાર વર્ષ** થઇ ગયાં છે. ત્યાંના અજેય કિર્તિસ્થંભ સમા **પીરામીડો** અને તેમાં હજારો વર્ષથી સુરક્ષિત રહેલી લાશો મીસરી પ્રજા 'રંગીન' હોવાના પાપનો પ્રતિકાર તો નથી કરતી! એમ સમજીને યુરોપીઅનો મીસરી પ્રજાજનોને સભ્યતાનો પાઠ શીખવવા આતુર થઇ ગયાં. ૧૯ મી સદીમાં ખાસ જરૂર પડવાથી જ્યારે ત્યાંના **રાજા ઇસમાઇલે** યુરોપીય સાહુકારો પાસેથી **૮ કરોડને ૧૦ લાખ રૂપીઆ** ખાતે લીધા ત્યારે તેઓએ શાહુકારીની રીતે! **૧૪ કરોડ ને ૪૦ લાખની રસીદ લખાવી લીધી**! અને ત્યાર પછી રાજાના પોતાના દેવાને પ્રજાજનો પર લાદીને આખા **મીસરને** પોતાની જાળમાં ફસાવી લીધું. ઇસમાઇલ બાદશાહની પછી **૧૮૮૦** માં જ્યારે **ખદીબ** બાદશાહ થયો ત્યારે પ્રજાનો અસંતોષ જાણીને તેણે રાજ્ય વ્યવસ્થામાં સુધારો કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ આ સુધારાથી ગોરા લોકો મીસરી લોકોને સભ્યતા શીખવી શકતા નહોતા તેથી રાજાને બહેકાવી મુકયો. રાજા પાસે દમનનિતિ અખત્યાર કરાવીને **મિસરનો** આર્થિક પ્રબંધ ઇંગ્લેંડ અને ફ્રાન્સે પોતાના હસ્તગત કર્યો. પ્રજાનો નાયક **અરાબી પાશા** હતો. તેના ઉપર તથા તેના અનુયાયિઓ ઉપર આ લોકોએ બહુજ અત્યાચાર કરાવ્યો. તેમજ મીસરના સત્ય વર્તમાનથી દુનિયાને અજાણ રાખવા માટે '**રૂટર**' તથા '**હવાસ**' કંપનીઓને **૧.૮ હજાર રૂપીઆનું** લાંચ તરીકે સાલીઆણું બાંધી આપ્યું. ખદીબ કોઇવાર પ્રજા પક્ષ તરફ વળી જતો ત્યારે તેને દરેક ઉપાયોથી અવળે રસ્તે દોરવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. આ કામમાં **એડવર્ડ કોલવીને** બહુજ ચતુરાઇ દેખાડી હતી. **કોલવીન** પોતાની પ્રપંચ જાળ તથા ખંધાઇ માટે પોતેજ કહે છે કે "પુર્વના લોકોને અમારાથી

વધારે ચાલાક માનવા એ **કેવળ લોકોનો ભ્રમ છે,** કદાચ કોઇ 'અંગ્રેજી ચાલ બાજી' નું જ્ઞાન ધરાવનારો હોય તો તે પોતાની ચાલાકી ઉપર બહુજ વારી જાય છે. પરંતુ જ્યારે અમારી સામે મુકાબલો કરવાનો વખત આવે છે તો તે અમારી સામે ધૂર્તતા તથા પ્રપંચ બાજીની વીદ્યામાં તદન બાળકજ સરખોજ દીસી આવે છે." ઉપરની ઘટના પછી '**મજુર સંઘ**' ના સિધ્ધાંતો અનુસાર **ઇંગ્લેન્ડે મીસરને** અને **ફ્રાન્સે મોરોકકોને** સુધારવાનું કામ સંભાળી લીધું. ઇંગ્લેન્ડ પોતાની જવાબદારી કઇ મુત્સદીગીરી ઉપર નીભાવી રહ્યું છે તે વાત નીચેની હકીકત ઉપરથી જણાઇ આવે છે:—"સન ૧૯૦૫ માં પાંચ છ અંગ્રેજી લશ્કરી અમલદારો **દિનસબાઈ** ગામમાં શીકાર ખેલવા ગયા. ત્યાં જઇને તેઓ બે ભાગમાં જુદા પડીને ગામના પાળેલા કબુતરોનો શીકાર કરવા લાગ્યા. ગામવાળાઓએ જ્યારે મનાઇ કરી ત્યારે સાહેબ લોકોએ નારાજ થઇને ગામની એક સ્ત્રી અને ત્રણ પુરૂષોને જખ્મી કર્યા! ગામવાળાઓએ આથી ગુસ્સે થઇને આ ઓફીસરોને માર્યા અને તેમની બંદુકો પડાવી લીધી. એક સાહેબ છુટીને ભાગ્યો, પરંતુ સખત તાપમાં નાસતાં લુ લાગવાથી તે મોતને શરણ થયો. આથી લશ્કરવાળા બીજા સિપાઇ લોકોએ ગામવાળાઓની સાથે મનમાન્યો અત્યાચાર કર્યો, એક ખાસ કોર્ટ સ્થાપવામાં આવી, જેણે ચાર માણસોને ફાંસી આપી! અને બેને જન્મભર કાળા પાણીની સજા ઉપરાંત ૫૦ ફટકાની સજા કરી." આ પ્રમાણે ઇંગ્લેન્ડની રક્ષામાં મીસરને સભ્ય બનાવવાનું કાર્ય ઘણા લાંબા સમય સુધી ચાલતું રહ્યું?

**ઈરાન**--મહાત્મા **જરથોસ્ત, શેખ સાદી, કવી હાફિજ, ફિરદોસી,** તથા **ઉમરખય્યામ** વીગેરે મહા પુરૂષોની જન્મભુમી ઇરાન પણ એશીઆમાં હોવાથી તેમજ ગોરી પ્રજા ન હોવાથી

'અસભ્ય ગણાય છે.' તેને પણ સભ્ય બનાવવાનો અધિકાર ઇંગ્લેંડે પોતાના હાથમાં, જ્યારે ઇરાનના **શાહ નશરૂદ્દીને વાર્ષિક પંદર હજાર પૌંડથી ટાલવક નામના અંગ્રેજને પોતાના દેશનો બધો તમાકુનો વેપાર સોંપી દીધો, ત્યારથી લીધો.** પોતાની ભુલ સમજાતાં તરતજ ઇરાનના **શાહે** લાઇસન્સ પાછું ખેંચી લેવાનું ધાર્યું, પરંતુ ઈંગ્લેન્ડ વચમાં કુદી પડયું, અને જણાવ્યું કે **૭૫** લાખ રૂપીઆ નુકશાનીના આપો તોજ લાઈસિન્સ રદ કરી શકાશે; ખજાનામાં રૂપીઆ ન હોવાથી **'ઇમ્પીરીઅલ બેન્ક ઑફ પર્શીઆ'** (જે અંગ્રેજ લોકોનીજ બેંક હતી) માંથી શાહને અપાવવા પડયા અને એ રીતે ફકત વ્યાજ તરીકેનાજ રૂપીઆ સાડાચાર લાખ દર સાલ વગર કારણે ઇરાનને માથે ઠોકાયા. પછીના રાજા **મુઝફ્ફરદ્દીને** રૂશિઆ પાસેથી **૩ કરોડ** રૂપીઆ દેવા લઇને **મી. ટાલવકને** ચુકાવીને મુકિત મેળવી. પરંતુ આતો એક નવી આફત માથે વ્હોરી અને તેના પરિણામમાં રૂશિઆએ ઇરાનમાંથી કર ઉઘરાવવાનું પોતાના અધિકારમાં લીધું. ૧૯૦૨ માં વળી મુઝફ્ફરદીને બીજા ત્રણ કરોડ રૂપીઆ રૂશિઆ પાસેથી ઉધાર લીધા. પ્રજામાં અસંતોષ વધી ગયો, લોકો પાર્લામેન્ટની માગણી કરવા લાગ્યા જે આપવામાં આવી અને તેટલામાં શાહનું મરણ થયું. પછીનો રાજા પાર્લામેન્ટનો વીરોધી હતો જેથી વળી પાછો પ્રજામાં અસંતોષ ફેલાયો અને તેવામાંજ આ બાજુ ૧૯૦૭ માં અંગ્રેજ અને રૂશિઆએ ઇરાન ન જાણે તેમ સંધી કરીને ઠરાવ્યું કે ઉત્તર ઇરાનમાં રૂશીઆ કામ કરે અને દક્ષિણ ઇરાનમાં અંગ્રેજો જે ધારે તે કરે. ઇરાનની પ્રજામાં આ સંધીની જાણ થતાં વળી પણ પાછો વધુ અસંતોષ ફેલાયો, અને પાર્લામેન્ટે શાહને દેશની વાત માનવાની નોટીસ આપી, અને તેથી શાહનો પક્ષ લઇને ઇંગ્લેંડ અને રૂશિઆ બંન્ને પાર્લામેન્ટ ઉપર તુટી પડયા. પાર્લા-

મેન્ટ ઉપર ગોળીઓનો વર્ષાદ વરસ્યો અને નેતાઓને કેદ કર્યાં, અને ઇંગ્લેન્ડ અને રૂશિઆનાં જંગી વહાણો ઇરાની અખાતમાં ઉભરાયાં. દાળમાં કાળું લાગવાથી રાષ્ટ્રીય દળે તેહરાન ઉપર ચઢાઈ કરીને શાહને ગાદીએથી ઉઠાડી મુકી **અહમદશાહને** બેસાડયો, અને દેશનું શાશન પાર્લામેન્ટથી ચાલવા માંડયું. નવું બંધારણ થવાથી નાણાંની જરૂર પડી પરંતુ ઇંગ્લેન્ડ અને રૂશિઆ યુરોપીઅન સાહુકારો પાસેથી નાણાં લેતાં વચમાં નડતા હતા. છેવટે અમેરિકાએ આર્થીક સહાયતા આપી. ઇરાની પ્રજા તંત્રનું કામ નિયમબધ્ધ થતું જોઇને, રૂશિઆએ પદભ્રષ્ટ રાજાનો પક્ષ લઇને રાજાની 'અંગત મીલકત'ના કબજો માગ્યો અને **'અલ્ટી મેટમ'** આપ્યું. ઇરાનની કુલીન સ્ત્રીઓએ વચમાં પડીને જણાવ્યું કે જો પાર્લામેન્ટ અને પ્રધાનો ઈરાનનું ગૌરવ જાળવવાનો વીરતાપૂર્વક પ્રયત્ન નહીં કરે તો અમો **૩૦૦ જણીઓ પોતાના પતિ પુત્રને મારીને કેશરીઆ કરીશું અને દેશને માટે મરી જઇશું**. પરિણામમાં રૂશિઆએ તહેરાન ઉપર ચઢાઇ કરી અને મોટા મોટા નેતાઓના ટુકડે ટુકડા કરીને સડકો ઉપર નાંખ્યા, સ્ત્રીઓ અને બાળકોની કતલ ચલાવી અને એ રીતે હેરાન થઇને ઈરાને શસ્ત્રો છોડી દીધાં. પછીના દિવસોમાં રૂશિઆમાં બોલશેવિક સરકાર સ્થપાયાથી રૂશિઆએ ઇરાનપરથી પોતાનો હાથ ઉઠાવી લીધો અને તેથી ઇંગ્લેંડને મનમાની મજા કરવાનો અવસર હાથ લાગ્યો. ઇંગ્લેંડ અને ઇરાનને સમજુતી થઈ અને તેમાં ઇરાને લશ્કર તથા પૈસા માટે ઇંગ્લેંડ શિવાય બીજાની પાસે ન જવું એમ ઠર્યું. ભલા કોઈ પુછશો કે કેમ ?

**ચીન**—જો કે વર્તમાન વિજ્ઞાનિક યુગનો આરંભ ચીનથીજ થયો છે કારણ કે ચીના લોકોએજ છાપવાની કળા શોધી કાઢી હતી, છતાં પણ તેઓ ગોરી પ્રજા ન હોવાના કારણે સભ્યતા તો

તેમને પણ શીખવીજ રહી. આજે ચીનાઓને અફીણીઆ કહીને મશ્કરી કરવામાં આવે છે પરંતુ ૧૮ મી સદીના અંતમાં **મી. એસ. શેવેન્દ્રીજ**ના પોતાનાજ કથન અનુસાર, અંગ્રેજ વેપારીઓ ચાંચીઆઓને હાથમાં લઇને તેમની મારફતે છળ અને પ્રપંચથીજ આ ઝેરનો પ્રચાર કરી રહ્યા હતા. તેમની જે ૨૦૦ પેટીઓ અફીણ વેચાતું હતું તે **૧૮૩૫ માં ૧૭ હજાર પેટી** સુધી વેચાણ વધી ગયું. **ચીની** સરકારે **અંગ્રેજો**ને અફીણનો વેપાર બંધ કરવાની અરજ કરી પણ તેનું કંઈ પરિણામ ન આવવાથી ચીની સરકારે કાયદો ઘડીને અફીણની આયાતની બંધી કરી. તો પણ કેટલાક સભ્યતાભિમાની અંગ્રેજો છુપી રીતે ચીનાઓમાં આ ઝેરનો પ્રચાર કરવા માંડયા, અને ન છુટકે ચીન સરકારે તેમનો દંડ કર્યો ત્યારે '**કાયદો અને વ્યવસ્થા**' (**Law and Order**) ના નામથી મગરૂર રહેવાવાળાઓએજ **૧૮૪૦** માં પોતાની રાક્ષસી સભ્યતાની દુહાઈ દઇને ચીનના શહેરો ઉપર ગોળા ચલાવ્યા. બીચારૂં ચીન કમજોર હતું અને તેજ તેની અસભ્યતા હતી. નછુટકે ચીનને નમતું આપવું પડયું. તેઓએ ચીનને ખુલ્લે હાથે લુંટયું, હોંગકોંગ બંદર પડાવી લેવામાં આવ્યું, ઉપરાંત યુધ્ધનું ખર્ચ પણ ચીન ઉપરજ નાંખવામાં આવ્યું— અને દાઝયા ઉપર ડામ તરીકે અફીણનો વેપાર પણ ધમધોકાર ચાલુજ રાખવામાં આવ્યો.

દુનિઆમાં ખરેખર કમજોર હોવું એજ મોટામાં મોટી અસભ્યતા છે. આના પરિણામમાં ચીનાઓ તેમની ધૃણા કરવા લાગ્યા અને તેમણે **શાન્ટુંગ**ના પાદરીને મારી નાંખ્યો કારણ કે તેમના મંદિરમાં જઇને તેમના ધર્મની બહુજ નીંદા કરી હતી. **૧૮૯૮** માં ચીનમાં

આંગ્રેજો વિરૂધ્ધ કેટલીએ જગોમાં બળવો જાગ્યો-અને પરિણામમાં યુરોપના બધા સભ્ય! ડાકુઓએ એકઠા થઇને ગરીબ બીચારા ચીન ઉપર ચઢાઇ કરી. આ સભ્ય કહેવાતા લોકોએ જે અત્યાચારો ચીનમાં કર્યા તેનો દાખલો કોઈ ઇતિહાસમાં મળવો કઠણ છે. "ચીનાઈ મંદિરોમાં ઘોડા બાંધવામાં આવ્યા. ચીનની રાજધાની **પેકીન**માં એક અઠવાડીઆ સુધી કત્લેઆમ ચાલી રહી, આખા ગામમાંથી કીંમતીમાં કીંમતી હાથે લખેલા પુસ્તકો ગાડાં ભરી ભરીને લાવીને રાજમહેલના આંગણાંમાં બાળી નાંખવામાં આવતાં હતાં. હજારો અમુલ્ય પુસ્તકો બાળી નાંખવામાં આવ્યાં, આખી સડક પુસ્તકોનાં ફાટેલાં અને બળેલા પાનાઓથી ભરાઈ ગઈ.' **આ હકીકત લંડન ટાઇમ્સના ખબરપત્રી મી. જયોર્જ લીંચની પોતાનીજ છે, જેઓ તે વખતે પેકીનમાંજ રહેતા હતા.** એજ પ્રમાણે **મી. હીન્ડ મૈનનું કહેવું છે** કે:-'ચીનમાં આ યુધ્ધ દરમ્યાન લુંટવું, મારફાડ કરવી, આગ લગાડવી, સ્ત્રીઓનું અપમાન કરવું, તેમનું સતીત્વ હરણ કરવું વીગેરે ઘૃણિત અત્યાચારો છડેચોક કરવામાં આવ્યા હતા." આ યુધ્ધ પછી ચીનના ઘણાખરા તાલુકાઓ **ઇંગ્લેન્ડ, રૂશિઆ** અને **જર્મની**એ પરસ્પર વહેંચી લીધા હતા. હવે **ફ્રાંસ** અને **અમેરિકાને** પણ પુરતો ભાગ આપી દેવામાં આવ્યો છે. આ બધી શક્તિઓ મળીને **ચીન**ને સભ્યતા શીખવી રહી છે!

**ભારત**:—ભારતની બાબતમાં ગૌરાંગ મહાપ્રભુઓની મોટી ફરજ શું છે તે બતાવવા કંઈ લખવાની જરૂર છે ખરી? આ લખવાથી શું? અને આ વીસમી સદીમાં શું ચાલી રહ્યું છે? ફક્ત

એજ વાતોથી સમજાઈ જશે કે અમારા આ 'શુભેચ્છકો'ને અમારી કેટલી ચિંતા છે! **૧૯૨૬ ના એપ્રિલના 'મોડર્ન રિવ્યુ'** માં ભારતના લશ્કરી ખર્ચની બીજા દેશોના લશ્કરી ખર્ચની સાથે સરખામણી કરવામાં આવી છે. **યુનાઈટેડ સ્ટેટસ અમેરિકા** પોતાના રાષ્ટ્રની કુલ આવકનો **૨૧.૭ ટકા; ગ્રેટ બ્રિટન ૧૩.૧ ટકા, ફ્રાંસ ૧૮.૧ ટકા, ઈટાલી ૯.૩ ટકા, હોલેન્ડ ૨૦.૨ ટકા, બેલજીઅમ ૯.૪ ટકા,** તથા **સ્વીટઝરલેંડ ૧૬.૯ ટકા,** ખર્ચ લશ્કર માટે કરે છે પરંતુ **૧૯૨૫-૨૬ ના બજેટ પ્રમાણે ભારતને પોતાની ૧૩૧ કરોડ ૩૬ લાખની આમદાનીમાંથી ૬૦ કરોડ ૧૩ લાખ રૂપીઆ એટલે લગભગ ૪૬ ટકા** એટલે લગભગ અરધો અરધ આમદાનીનું, ખર્ચ કરવું પડયું છે. બધા દેશોથી વધારે લશ્કરી ખર્ચ ભારતનુંજ થયું. અને આની સામે કેળવણી પાછળ ભારતમાં ફકત **માણસ દીઠ ૪ થી ૮ આના વાર્ષિક ખર્ચ થાય છે.** જ્યારે **ડેનમાર્કમાં ૧૭, અમેરિકામાં** રૂ. **૧૬-૪-૦, ઇંગ્લેન્ડમાં** રૂ. **૯-૨-૦, ફ્રાંસમાં** રૂ. **૯, જાપાનમાં** રૂ. **૮,** માણસ દીઠ ખર્ચ થાય છે. ભારતની દોલતનો નાશ પણ કંઈ ઓછો નથી થતો! અકબરના વખતમાં ઘઉં રૂપીઆ **૧ ના ૧૩૫ શેર, જવ ૨૦૨ શેર, ચોખા ૮૦ શેર, સાકર ૨૯ા શેર, ઘી ૧૫ા શેર,** તથા **તેલ ૬૪ શેર** મળતું હતું. સભ્યતા શીખ્યા પછી ભારતની જે દશા હાલમાં છે તે પાઠકોથી અજાણ નથીજ.

**મી. ડિગ્લીના** કહેવા પ્રમાણે **ભારતના** દરેક મનુષ્યની **વાર્ષિક આવક ૧૫-૧૬ રૂપીઆ** છે જ્યારે ઇંગ્લાંડમાં દરેક માણસ દીઠ **આવક રૂ. ૬૩૦, સ્કોટલેન્ડમાં રૂ. ૬૨૫, આસ્ટ્રેલીઆમાં રૂ. ૬૦૦, અમેરિકામાં** રૂ. **૫૮૫, બેલજીઅમમાં રૂ. ૪૨૦. ફ્રાંસમાં રૂ. ૪૦૫, કેનેડામાં રૂ. ૪૯૦. જર્મનીમાં** રૂ. **૩૩૦**

**હોલાન્ડમાં રૂ. ૩૩૦, નારવે માં રૂ. ૩૦૦, સ્વીટઝરલેન્ડમાં રૂ. ૨૮૫, સ્પેનમાં રૂ. ૨૪૦, ઑસ્ટ્રીઆમાં રૂ. ૨૨૫, ઈટાલીમાં રૂ. ૧૮૦** તથા સૌથી ઓછામાં ઓછી **રૂ. ૧૬૫** છે. ભારતના દરેક માણસ દીઠ આવક રૂ. ૧૫ થી ૧૬ છે કદાચ પાંચ દસ રૂપીઆ વધુ હોય પરંતુ અહીંના કેદીઓ ઉપર કેદી દીઠ પ્રતિવર્ષે રૂ. ૫૦ ખર્ચ થાયં છે, ખરી રીતે તો આ પ્રમાણે કેદમાં જવાવાળાજ મજામાં રહે છે !

—:O:—

# ઉપસંહાર.

પ્રિય વાંચક! **'મધર–ઇન્ડીઆ'**ની સમિક્ષા ત્હમે વાંચી. યુરોપ-અમેરિકાના આંતર જીવનની ઘણી ખરી દિશાઓમાં ત્હમો ફરી વળ્યા. દરેક કાળમાં, દરેક દેશમાં, દરેક પ્રજામાં તેની એ બાજુઓ તો હંમેશાંજ હોવાની–રહેવાની. વિશ્વના આ અબાધિત નિયમમાંથી શું યુરોપ–અમેરિકા કે શું હિંદુસ્તાન–અપવાદ નથી બની શકતા. પરંતુ કચરાતા મુલકોની **'કાળી બાજુ'** હંમેશા સ્વતંત્ર મુલકો તારવવાનો પ્રયત્ન કરે છે–એમ કરી એમની **'કાળી બાજુઓ'** સ્વતંત્રતાની સફાઇમાં સંતાડી રક્ષવાનો પ્રયાસ કરે છે. યુરોપ–અમેરિકા આવા પરમ પરાધીન દેશો માટે આવું કંઇ પણ કરે તો તે તદન સ્વભાવિક છે, બલ્કે એથી વધુ તો પોતાના 'સ્વદેશ'ના સંગીન સ્વાર્થો અખંડ અને સાંગોપાંગ રક્ષવા-સાચવવા એઓ આવી વલણો અખત્યાર ન કરે, તો એમના દેશની દ્રષ્ટીએ એ ઉલ્ટો દ્રોહ છે. **સ્વતંત્રતા સંપત્તી** અને **સત્તા,** આ ત્રણ એવા ઝેરી કેફો છે કે એનાં મદભર્યાં ઘેન સાત્વિક પ્રકૃતીમાં પણ રોમે રોમે વ્યાપી જાય છે, અને એ માદક વાતાવરણમાં ફસેલો મનુષ્ય સ્વમાન ભૂલો બની અનાયાસે અત્યાચારો તરફ વળી જાય છે–ઓત–પ્રોત થાય–છે. કેટલીક વખત હદ ઓળંગી જાય છે. આજ સુધી જગતે અનુભવેલી દરેક સ્વતંત્ર પ્રજાઓનો શાસનકાળ એક નહી

તો બીજી રીતે પણ ઉગ્ર દોર અને કઠોર દમન નિતિનાં નિષેધ પ્રકરણોમાં ઇતિહાસના પાને મોજુદ છે. પડી ગયેલી પ્રજાઓ પોતાના નિઃસત્વ અને નિસ્તેજ કાળની નિરાધાર પરાધિનતામાં ભલે સંયમ અને ભવ્ય ભાવનાઓની નિખાલસ અને દિલાવર દલિલો કરે, પણ સ્વતંત્રતા અને સત્તાના પગથીએ અકસ્માત પણ ચઢી જતાં મનુષ્યે-પ્રજાએ-પોતાના સ્વચ્છ અને સરળ ગણાવેલા મગજનું સમતોલપણું હરહંમેશજ ગુમાવ્યું છે, અને અંતરમાંથી ઉભરાઇ આવતા પોતાનાજ સ્વાર્થોની સાધનામાં નડતી આડખીલીઓ અનિચ્છનિય ગણી તેને દુર કરી ઓળંગી જવાની તમામ કળા-બાજ ગણત્રીઓમાંજ રચ્યા પચ્યા રહેવાનું તેઓએ—મનુષ્યે અગર પ્રજાએ—સદાકાળ પસંદ કર્યું છે. મનુષ્ય સ્વભાવજ નિયમરૂપે આવો છે—આજસુધી તે અબાધિત રહયો છે—હવે પછી પણ રહેશે.

ભૂતકાલીન સદીઓનો ઇતિહાસ સાક્ષી આપે છે કે હિંદુસ્તાન સદા-કાળ હિંદુઓથી ઉભરાતો રહયો હોવા છતાંયે એ ઉભરાઓમાંથી સમસ્ત હિંદુજાતિની સંગીન ઐકયતા આજ સુધી કદી જન્મી નથી. આ દેશમાં **દ્વેષ—કુસંપ—કલેશ** ના હોત, **દીર્ઘ-બુદ્ધિ, શાણપણ** અને **અકકલપૂર્ણ-શૌર્ય** હોત, **સ્વધર્મ** અને **સ્વમાન**ની ઉંડી હાર્દિક ધગશ હોત—અને તે માટે સમસ્ત હિંદુ જાતિની પ્રચંડ તાકાત સમય પરત્વે પ્રાણાર્પણ કરવાની તમામ જોશમંદ તૈયારીઓ સાથે જીવંત રહી હોત—તો આજનું **'મધર-ઇન્ડીઆ'** એ તેના સત્યસ્વરૂપમાં **'ફાધર-ઇન્ડીઆ'** હોત—આજ અહીં **'એન્ડરસન'**

અને '**માર્સડન**'ના ઇતિહાસ ના ચાલતા હોત-અહીં **લાલા લેખરામ** અને **મહારાજ શ્રી શ્રદ્ધાનંદ**ને નાતવાન બનેલી હિંદુ જાતિ વચ્ચેથી વીણી લઇ કરપીણ રીતે ઉકેલી નાંખવાનો વિચાર સુદ્ધાંએ કરતાં પહેલાં વિધર્મીઓ કમકમ્યા હોત-અને આવાં આવાં તો સેંકડો ઘોર ઘાતક અપમાનો બરદાસ્ત કરી લેવાની નામર્દ આદતોથી પરવશ બની ગએલો હિંદુ જાતિનો **આત્મા** આવો કંગાલ ના બની ગયો હોત. પણ આ '**હોત**' પર હવે અફસોસ કરવા કરતાં આજે જે 'છે' તેને સુધારી લેવાની પ્રથમ અગત્યની દૃષ્ટિએ દરેક સાચા અને બુનિયાદ **હિંદુએ** હવે જાગૃત બની તેજસ્વી થવુંજ જોઇએ. છુટા છવાયા રહી વ્યકિતગત સ્વાર્થ પાછળ તરફડીયાં મારવા કરતાં સમસ્ત જાતિનું હીત હૈયે ધરી **સંગઠન—ઐકય—સંપ** સાધવાંજ જોઇએ. આ જે દિવસે સંપૂર્ણ સધાશે-તે દિવસે હિંદનો ઇતિહાસ જુદોજ રચાવાની શરૂઆત થશે.

શું સ્ત્રી કે શું પુરૂષ—આજના **હિંદમાં** હમણાં જીવતા એક એક '**હિંદુ—હિંદી**' ની અનિવાર્ય તાત્કાલીક ફરજ આ છેઃ-

દેશ નેતાઓ—સમાજ સુધારકો—આગેવાનો—પટેલોએ હવે '**કહેવાતા**' મટી જઇ, '**આપખુદી** અને **કક્કા**'**નો** મમત છોડી દઇ, ન્યાતોના વાડા—રિવાજોની આડો—સડેલી રૂઢીઓ-ગુંગળાવી ગુંગળાવી મારી નાંખે એવી ઘાતક પ્રથાઓ, **મારી-મચડી-તોડી નાંખી** હવે '**જાતવાન બંડખોર**' બનવુંજ જોઇએ. ઇ. સ. ૧૯૨૮ ની તમામ

**હિંદુ જનતા** જોતાં, તેના **સામાજીક, નૈતિક-ધાર્મિક** અને **રાજનૈતિક** પ્રકરણોના સડેલા અતી ઉંડા પોલાણો જોતાં નિરાશા-વાદના મોજાં મગજનાં '**હિંદુ જ્ઞાન તંતુઓને**' હજુએ ઉથલાવી નથી નાંખતાં? એક તસુ પણ જાતને હલાવ્યા શિવાય, એક સળી પણ ભાંગીને બે કર્યા વગરજ, પુરાણા **ભારતની,** અને પેઢીઓ પહેલાના **વડદાદાઓની** વાતોજ સંભારીને ફક્ત જીભની વાચાળતા અને ચીમળાઇ ગએલા **દેહ** તથા વાસી બની ગએલા '**હિંદુ આત્મા**' ને દંભથી પોકળ સંતોષવા શિવાય એ રીતે હવે **આશ્વાસન** અને **આશાયશ** લીધા શિવાય, **વિજ્ઞાનના આ અતિ ઉકળતા જમાનામાં કંઇક ચમકાવી નાંખે--કમકમાવી નાંખે એવી પ્રચંડ તેજસ્વી ક્રાન્તી આજના હિંદુઓએ હવે કરવીજ રહી. હિંદુ રાજાઓની** યુરોપી બૈરાંઓ જોડેની બગલગીરીઓ-ટેનિસ-ક્રિકેટ અને કુતરાઓના લાલન પાલન-અને ઉપરી સત્તાને ખુશામદથી રીઝવવા કંગાલ પ્રજાની નસો નીચોવી પ્રાપ્ત કરેલા લોહીના સીકકાઓના વખોડવા લાયક અતિ હદના **મહા ઉડાઉ ખર્ચાઓ** એકદમ અટકાવી તેમજ **બેકદર-બેદરકાર-બેભાન** '**હિંદુ ધર્મગુરૂઓ**'એ મશાલાઓથી ચરબી વધારતા અટકી જઇ, આ ફાટી-તુટી જતા, અનેક ધર્મ ફાંટાઓમાં સમાઇ સમાઇને સડતા-સડી સડીને ગંધાતા, તમામ રીત-રીવાજો નાબુદ કરી **એક** તાકાતદાર, જબરદસ્ત, સ્વચ્છ અને સંગીન '**હિન્દુધર્મ**' બનાવી '**ધર્મ**' અને '**જાતિ**'ના ધસી આવતા **ધ્વંસને** અટકાવવા જેટલા પવિત્ર અને પ્રભાવશાળી બનવુંજ જોઇએ. આજે

જીવતા એકએક હિંદુએ **'જાતિ'**નું એક મજબુત **'સંગઠન'** કરવુંજ જોઇએ. એ માટે દરેક દરેક જગાઓએ હિંદુઓએ એક **'સર્વ સામાન્ય સંસ્થા–સંઘ'** સ્થાપવો–એ **'સંઘ'** દ્વારા જાતિની અખંડ રક્ષાઅર્થે ( સા-ધા–નૌ ) જરૂરી હરેક દિશાઓની ત્રુટીઓ અને અગત્યતાઓ ખોળી કહાડી, તેને સમારી, સુધારી, સ્વચ્છ કરી નાંખવી. આ કરવામાં અવિશ્રાંત પરિશ્રમો તન, મન અને ધનથી આદરવાં. **'વોલન્ટીઅર કોરો'** સ્થાપવી–જોશદાર ધગધગતાં **સાહિત્યનો** બહોળો ( અને બને તો મફત ) પ્રચાર કરવો–**વ્યાયામશાળાઓ** સ્થાપવી અને અતિ ઉમંગે ચલાવવી–મરદાનગીભરી **રમતો** રમાડવી અને પોષવી–અને આમ અનેક રીતે કુંઠીત થતી જાતિને **સ્વચ્છ–સંગઠીત–સબળ–સ્વધર્મી** અને **સ્વમાનિત** બનાવવાના તમામ અખતરાઓ સચોટ અને સંગીન રીતે સાધ્ય કરવા.

જેઓ પોતાને **'હિંદુ'** કહેવડાવતા હોય, જેમની નસોમાં એમના પરાક્રમી પૂર્વજોનું જોમવંતુ એકધારૂં લોહી વહેતું હોય, એવા લોહીમાંથી જેમનો પીંડ બંધાયો હોય, અને જેઓ **'સ્વજાત અને સ્વમાન'** માટે **મરી** જવાનીજ એક માત્ર ધગશ સેવતા હોય, એવા બાકીસાકી રહેલા **'હિંદુ નવજુવાનો'** હજુએ ભેગા થઈ જશે? ભેગા થઇ ઠંડા પડી ગએલા લોહી વિકારવાળાઓમાં **ચૈતન્ય** અને **જોશ** પેદા કરી શકશે? આવા **'સંઘોમાં'** એક પળ પણ ગુમાવ્યા શિવાય જોડાઈ જશે? **'સ્વજાત'** રક્ષવા અને ઉધ્ધારવા **કસમ** ખાશે?

આવાઓ **'સ્વજાત'** હોમી **'સ્વજાતિ'** બચાવે છે. મરણ સામે જીવનને હસતાં હસતાં હોડમાં મુકી દે છે-જીંદગી કૃતાર્થ કરે છે-ધન્ય નામના મેળવે છે. એવાઓ માટેજ **'ઇતિહાસ'** રચાય છે-એવાઓનેજ પરમાત્મા સદાકાળ મદદ કરે છે.

**પ્યારા હિંદુઓ!** જીવનમાંથી વ્યર્થ પ્રમાદ—આળસ અને અને અચેતનતાને તરછોડી નાંખી-ખંખેરી નાંખી—તમારી બચત દરેકે દરેક પળ તમારી **'જાતિ રક્ષા'** ના શુભ કર્તવ્ય પાછળ ખર્ચો, અને તમારા વંશજો માટે ઉતરી આવતી મહા કટોકટીની ઘાતક પળોને ઓળખી તેઓ રીબાય—કચરાય અને તેમનો સર્વ નાશ થાય, ત્યાર પહેલાં એ પ્રલયને ઓળખી લ્યો—અને તેના પુર સામે પ્રચંડ તાકાતવાળી પાળ બાંધો. એમ જાતે રક્ષાઓ અને વંશની રક્ષા કરો. **'ઇસ્લામ** અને **ક્રિશ્ચીઅન'** રાજનૈતિક પ્રગતિ અને ધાર્મીક પ્રવૃતીઓના પ્રચંડ વાવા ઝોડાં જગતભરમાં સઘળેજ પથરાતા જાય છે--વિસ્તાર પામતા જાય છે. **જાગો—જુઓ—અને ઉઠો.**

**પ્રભો! મ્હારા હિંદુ બંધુઓમાં વસવાટ કરી રહેલા પ્રમાદ અને કુસંપનો નાશ કર, અને તેમને સંપીલા-વિશાળ દિલના 'તેજસ્વી મર્દ' બનાવ. આ ભાંગતા ભારત પર હવે તો એટલી કૃપા કર.**

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥**

# વાંચો અને હવે તો વિચાર કરો !

આપણે **હિંદીવાનો** કેવા હઇશું કે **પરદેશીઓ** આપણને આ ચોપડીમાં લખ્યું છે તેવી રીતે ગાળો ભાંડે તે છતાં આપણે તેઓનો માલ ખરીદ કરી **દેશનો પૈસો પરદેશ જવા દઇએ** છીએ ! **હિંદુસ્તાન** શીવાય બીજા કોઈ પણ દેશમાં આવો મામલો એ દહાડા પણ ચાલુ રહી શકેજ નહીં. આપણી આંખ હવે જલદી ઉઘડશે નહી તો ભયાનક ગરીબાઇનાં કંગાલ પરિણામો હવે આપણે જરૂરથીજ ભોગવવાં પડશે.

## પરદેશી નહીં પણ ગોદરેજના શુદ્ધ તેલના

નહાવાના **સાબુ** વાપરો.

નં. ૩ વાળા સાબુની ત્રણ મોટી ગોટીનો ભાવ

## ફકત દશ આનાજ છે.

**આ સાબુ ઉત્તમમાં ઉત્તમ પરદેશી સાબુની બરાબર ઉતરે છે.**

મુંબઇ તેમજ **દેશાવરમાં** દરેક જાણીતા વેપારીને ત્યાં મળશે.

કાદરી પ્રીન્ટીંગ પ્રેસ, ૨૨, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.